# ત્રિવેદી વાચનમાળા—
# પુસ્તક બીજું



ગ્રંથકર્તાઓ:— રા. બ. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી,
પ્રોફેસર અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી

પ્રકાશક:— એમ. સી. કોઠારી, કાપડી પોળ, વડોદરા

# ત્રિવેદિવાચનમાળા—

## પુસ્તક બીજું

લેખકો


**રાવ બહાદુર કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી,**
બી. એ.,
વાનપ્રસ્થ પ્રિન્સિપાલ, પ્રે. રા. ટ્રેનિંગ કૉલેજ—**અમદાવાદ**
અને
**અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી,**
એમ. એ., એલ એલ્., બી.,
નૈતિક ને માનસિક તત્ત્વજ્ઞાનના અને ગુજરાતીના પ્રોફેસર,
વડોદરા કૉલેજ—**વડોદરા**



પ્રકાશક
**એમ. સિ. કોઠારી,**
કાપડી પોળ, રાવપુરા—**વડોદરા**

પહેલી આવૃત્તિ: ૧૯૨૨

# પ્રસ્તાવના

બીજું, ત્રીજું, ને ચોથું, એ ત્રણ પુસ્તકો, 'પ્રવેશિકા'ની પ્રસ્તાવનામાં જાહેર કરેલાં તત્ત્વો લક્ષમાં રાખી અમે તૈયાર કર્યાં છે.

આ ત્રણ પુસ્તકોમાં અમે નીચેના વિષયોને લગતા પાઠો તૈયાર કર્યા છેઃ—

૧. પ્રાણિવર્ગ
૨. વનસ્પતિવર્ગ
૩. પૌરાણિક આખ્યાનો
૪. ઐતિહાસિક વીર પુરુષો
૫. વડોદરા રાજ્ય ને બ્રિટિશ રાજ્ય
૬. તહેવાર
૭. નીતિ–ધર્મ (વાર્તાદ્વારા)
૮. સામાન્ય જ્ઞાન
૯. પદાર્થવિજ્ઞાન
૧૦. સમાજ
૧૧ મુસલમાન–તેમના તહેવાર, વીર પુરુષો, વગેરે
૧૨. પારસી–તેમના તહેવાર, રિવાજો, વગેરે
૧૩. ખેતી ને ગ્રામ્ય જીવન

પુસ્તકોમાં ભાષા ક્રમિક ચઢતી રાખી છે. 'પુસ્તક ત્રીજું' એમાં કહેવતો દાખલ કરી છે ને 'પુસ્તક ચોથું' એમાં સાધારણ અલંકારને ક્વચિત્ સ્થાન આપ્યું છે.

નીતિના પાઠો બહુધા વાર્તાદ્વારાજ આપ્યા છે. પદાર્થવિજ્ઞાનના પાઠોમાં 'હવા', 'પાણી', 'વનસ્પતિ ને તેના ભાગ', 'ખોરાક', 'શરીર,' વગેરે વિષયો પર જરૂર જોગુંજ જ્ઞાન જેમ બને તેમ સંવાદના રૂપમાં ને સરળ રીતેજ આપવાનો પ્રયત્ન કર્યો છે.

આપણા તહેવાર, પૌરાણિક મહાપુરુષો, ને આપણા પારસીભાઈઓ ને મુસલમાનભાઈઓના તહેવારો ને રિવાજો વિષે વિદ્યાર્થીમાં ઘણું અજ્ઞાન હોય છે, તે દૂર કરવા તેમને લગતા પાઠો અમારી વાચનમાળામાં અમે દાખલ કર્યા છે.

આ ત્રણે પુસ્તકોમાં કવિતાઓ અમે જૂના કવિઓનીજ દાખલ કરી છે. વિષયમાં વિવિધતા આણે ને બાળકોને પ્રિય થાય એવી કવિતા જૂનાં કાવ્યોમાંથી શોધવી બહુ સહેલી નથી. જેઓ એ દિશામાં કાર્ય કરવા બેસશે તેમને તે તરત સમજાશે. આજ કારણથી 'પ્રવેશિકા' ને 'પુસ્તક પહેલું' એને માટે અમારે ખાસ કાવ્યો રચવા પડ્યાં હતાં.

દરેક પુસ્તકને અન્તે સમજુતી આપી છે.

ત્રણે પુસ્તકોમાં કેટલાક સંવાદરૂપે આપેલા પાઠો શિક્ષણશૈલીના માર્ગદર્શક થાય એવા માલમ પડશે.

# અનુક્રમણિકા

# પાઠ ૧લો

## મહારાજા સયાજીરાવ ગાયકવાડ

સામી છબી શ્રીમંત સરકાર ત્રીજા સયાજીરાવ ગાયકવાડની છે. તેઓ ૨૭મી મે ઇ. સ. ૧૮૭૫ને દિવસે બાર વર્ષની ઉમરે વડોદરારાજ્યની ગાદીએ બેઠા.

તેમણે ઇલિયટ નામના એક કાબેલ શિક્ષકની પાસેથી કેળવણી લીધી હતી. તેમણે યુરોપ, અમેરિકા, જાપાન, વગેરે બહારના ભાગોમાં તેમજ હિંદુસ્તાનમાં મુસાફરી કરી છે. તેથી જુદા જુદા લોકો કેવી રીતે આગળ વધ્યા છે તેનું તેમને ઘણું સારૂં જ્ઞાન છે. તે જ્ઞાનથી તેમણે પોતાની પ્રજાના ભલા માટે રાજ્યમાં સુધારા કર્યા છે.

તેમણે રાજ્યમાં ઠેરઠેર શાળાઓ સ્થાપી છે. શરૂઆતની કેળવણી તેમણે મફત અને ફરજિયાત કરી છે. હુનરો શિખવવા માટે તેમણે વડોદરામાં એક શાળા સ્થાપી છે, તેનું નામ કલાભવન છે. ઊંચી કેળવણી માટે તેમણે એક કૉલેજ સ્થાપી છે. છોકરીઓની કેળવણી માટે પણ તેમણે રાજ્યમાં ઘણી નિશાળો કાઢી છે.

લોકોના ભલા માટે શ્રીમંતે ઠેરઠેર દવાખાનાં પાછળ પુષ્કળ ખર્ચ કર્યો છે. તેમણે ખેતીને કામનાં તળાવો, કુવાઓ, અને રસ્તા બંધાવ્યાં છે.

જાહેર મકાનો ને પહોળી સડકોથી વડોદરા શહેરની શોભા ઘણી વધી છે. મહારાજના લક્ષ્મીવિલાસ નામના રાજમહેલની કારીગરી ને રચના ઘણી જોવાલાયક છે.

ઇ. સ. ૧૯૦૭ ની સાલમાં શ્રીમંતને રાજ્ય કરતાં ૨૫ વર્ષ થયાં. તેની ખુશાલીમાં તેમજ યાદગીરીમાં તેમની વફાદાર પ્રજાએ મોટો ઉત્સવ ઊજવ્યો હતો ને વડોદરા શહેરના મોટા બાગ આગળ લશ્કરી ઘોડેસવારના દેખાવનું શ્રીમંતનું કાંસાનું સુંદર બાવલું મૂક્યું છે.

શ્રીમંતે વડોદરારાજ્યને બીજાં રાજ્યોને દાખલો લેવા જેવું ઉત્તમ બનાવ્યું છે. તેમની બાહોશીથી આખી દુનિયામાં તેમની વાહવાહ થઈ છે. તેઓ પોતાની પ્રજાને ઘણી ચાહે છે; પ્રજા તેમને માટે મગરૂર છે ને તેમના તરફ વફાદાર છે.

ઘણું જીવો શ્રીમંત સરકાર મહારાજા ગાયકવાડ !

---

# પાઠ ૨જો

## પોપટ

પોપટ આફ્રિકા ને અમેરિકાનાં મોટાં જંગલોમાં ઘણા હોય છે. આપણા દેશમાં પણ પોપટની વસ્તી હોય છે.



પોપટ જુદા જુદા કદના હોય છે. મોટામાં મોટો પોપટ ત્રણ ફૂટ સુધી લાંબો હોય છે. નાનામાં નાનો પોપટ ચકલી જેવડો હોય છે.

રંગે પોપટ લીલો હોય છે. કેટલાક પોપટનાં પીંછાંમાં બેત્રણ રંગની છાંટ હોય છે. દેખાવમાં પોપટ ઘણું સુંદર પંખી છે.

પોપટને ટૂંકી, મજબૂત ચાંચ હોય છે. તે અંદર પડતી, વળેલી હોય છે.

વનમાં રહેતા પોપટ ફળ, બી, ને છોડના બીજા ભાગો પર જીવે છે. બોર ને મરચાં, એને ઘણાં ભાવે છે. ખાવાની વસ્તુ પંજામાં ઝાલી પોપટ ચાંચ વડે ફોલી ખાય છે.

પાળેલા પોપટ રાંધેલું અનાજ પણ ખાય છે; પણ આપણે એને બોર, મરચાં, કે ફળ આપીએ તો એને તે વધુ ભાવે છે.

કેટલાંક પ્રાણી નકલ કરવામાં હોશિયાર હોય છે. વાંદરૂં કેવું નકલબાજ છે તે તમે પહેલા પુસ્તકમાં શીખી ગયા છો. પોપટને પણ નકલ કરતાં આવડે છે. તેને જે બોલાવીએ તે તે બોલે છે.

શિખવ્યું હોય તો પોપટ કુતરાની માફક ભસશે, બિલાડીની માફક 'મિઆઉં મિઆઉં' કરશે, ને બકરીની માફક 'બેં બેં' કરશે. પોપટ જેમ છૂટક શબ્દો બોલી શકે છે તેમ વાક્યો પણ બોલી શકે છે. આપણા લોકો પોપટને 'બોલો, પોપટજી, અચરે અચરે રામ' શિખવે છે. કેટલાક પોપટ ગાયન પણ ગાઈ શકે છે.

એક પોપટને એના પાળનારે 'હાસ્તો' એટલું બોલતાં શિખવ્યું હતું. એ પોપટ વેચવાનું એને મન થયું. એને એ બજારમાં લઈ ગયો. ઘણા લોકોને એ પોપટ ખરીદવાનું મન થયું. પણ તેના પાળનારે તેની

કિંમત રૂપીઆ ૫૦) આંકી હતી. તેથી લોકો નાઉમેદ થઈ ચાલ્યા જતા હતા. એટલામાં એક શેઠને તે પોપટ ઘણો ગમી ગયો. તે પણ કિંમતથી ચોંકયો. ત્યારે પોપટના માલીકે કહ્યું કે ૫૦) રૂપીઆની કિંમત વાજબી છે કે કેમ તે તમે મારા પોપટનેજ પૂછો. શેઠે પોપટને પૂછયું, તારી ૫૦) રૂપીઆ કિંમત બરાબર છે? પોપટે કહ્યું, હાસ્તો. શેઠ ખુશ થયા ને પોપટને ખરીદી ઘેર ગયા.

પોપટ બોલેલું બોલે છે. પણ એ બોલેલું સમજતો નથી. જે કોઈ સમજ્યા વિના શીખે તેનું ભણતર ‘ પોપટીઆ જ્ઞાન ’ કહેવાય છે.

---

## પાઠ ૩જો

### દેખાદેખી ન કરવી.

એક કુંભાર ગધેડાં પર મીઠાની ગુણો લઈ જતો હતો. ઉનાળાનો દિવસ હતો. તાપ સખ્ત હતો, તેથી ભાર ઉપાડવો ગધેડાંને બહુ અઘરો પડતો હતો. જે ગધેડાં જરા થોભતાં હતાં તેને કુંભાર ડંડુકા લગાવતો હતો. બિચારાં ગધેડાં ચાલતાં ચાલતાં ત્રાસી ગયાં હતાં.

રસ્તામાં એક નાની નદી આવી. તે નદીની પાર એક વેપારીને ત્યાં મીઠું આપવાનું હતું. ગધેડાં નદીમાં ઊતર્યાં. એક ગધેડું ઘણુંજ થાકી ગયું હતું. ચાલતાં

ચાલતાં તે બિચારૂં હાંફતું હતું. નદીમાં એક પથરા સાથે તેનો પગ અથડાયો, તેથી તે નદીના પાણીમાં ગબડી પડ્યું. પાણી ખળખળ વહ્યું જતું હતું. તે ગધેડા પરનું મીઠું પાણીથી ધોવાઈ ગયું. જ્યારે તે પાણીમાંથી ઊઠ્યું ત્યારે તેને માલમ પડ્યું કે તેની પીઠ પરનો બધો ભાર જતો રહ્યો હતો. તે બોલ્યું, હાસ ! હવે કેવું સુખ લાગે છે ! તે મલકાતું મલકાતું ચાલવા માંડ્યું.



તેનો આનંદ જોઈને સામેથી બીજાં ગધેડાં આવતાં હતાં, તેમાંના એકને તેવો આનંદ મેળવવાનું મન થયું. તેણે જોયું કે પાણીમાં પડી ગયાથી પેલા ગધેડાનો

ભાર ઓછો થયો હતો ને તેમ થવાથી તેને મઝા થઈ હતી. હું ભારથી રિબાઉં છું. મારો અડદાળો કાઢી નાખે છે. હું પણ પાણીમાં બેસી જાઉં. એમ ધારી તે ગધેડું પાણીમાં બેસી ગયું.

પણ તેનો ભાર તો ઉલટો ઘણોજ વધી ગયો. તેની પીઠ પર મીઠું નહોતું, પણ રેતી હતી. રેતીમાં પાણી ભરાયાથી બોજો ઉલટો વધ્યો હતો. 'અરર !' 'ઓરે !' એમ કરતું અકળાતું અકળાતું તે ઊઠતું હતું; એટલામાં તેના શેઠે તેને પાંચસાત ડંડુકા લગાવી દીધા.

દેખાદેખી કરવા જતાં આ બીજા ગધેડાને સુખ ન થતાં દુઃખ થયું. ખરેખર, પોતાની સ્થિતિનો વિચાર કર્યા વગર દેખાદેખી કરવાથી પસ્તાવાનું થાય છે.

---

## પાઠ ૪થો

### ઘોડો

ઘોડો ઘણું દેખાવડું ને ઉમદા પ્રાણી છે. એને કેળવવાથી એ આપણું ઘણું કામ કરે છે. એની પીઠ પર જીન નાખી આપણે સવાર થઈએ છીએ, એને પલોટી ગાડીમાં જોડીએ છીએ, અને લગામથી આપણા કબજામાં રાખીએ છીએ.



ગાયના કરતાં ઘોડો વધારે ઊંચો હોય છે. એનું શરીર લાંબું ને પીઠ પહોળી ને મજબૂત હોય છે. એના પગ પાતળા, પણ લાંબા ને જબરા હોય છે.

ઘોડાની ગરદન પર લાંબા વાળ હોય છે, તેને યાળ કહે છે.

ઘોડાની આંખ તેના લાંબા માથાને છેડે હોય છે, તેથી તે સામે તેમજ બાજુએ જોઈ શકે છે. આથી તેને ગાડીએ જોડે છે ત્યારે તેની આંખે અંધારી નાખે છે એટલે તેની નજર-સામીજ જાય છે.

ગાયને પગે બે આંગળાં હોય છે; પણ ઘોડાને પગે એકજ આંગળી હોય છે અને તેની આસપાસ નક્કર

ખરી હોય છે. એ ખરી ઘસાય નહિ માટે એને નાળ જડાવવામાં આવે છે. ખરી આપણા નખ જેવી હોય છે, તેથી એને નાળ જડાય છે ત્યારે દુઃખ થતું નથી.

ઘોડો તેજી છતાં નરમ ને તાબેદાર હોય છે.

એક બાદશાહે એક ઘણો કીમતી ને પાણીદાર ઘોડો ખરીદ્યો. તેણે પોતાના અમલદારોને કહ્યું, જોઉં, આ ઘોડા પર પહેલો કોણ સવાર થાય છે ? એક પછી એક બધા તૈયાર થયા, પણ બધાને તે ઘોડાએ ફેંકી દીધા. હવે કોઈની હિંમત ચાલી નહિં. છેવટે, રાજકુંવર તેના પર સવાર થવા તૈયાર થયો. તડકામાં પોતાનો ઓળો જોઈ ઘોડો ચમકતો હતો. કુંવર તે સમજ્યો હતો. ઘોડો પોતાનો ઓળો જોઈ શકે નહિ એવી રીતે તેણે તેને ફેરવી નાખ્યો. આથી ઘોડો ગભરાતો બંધ થયો. હવે કુંવર તેને પંપાળી તથા થાબડી તેના પર સવાર થયો કે તે ફૂલપાટ દોડ્યો. આ પ્રમાણે જાનવરને સમજીને કેળવવાથી તે જલદી વશ થાય છે.

ઘોડા પર હેત રાખવાથી તે હળી જાય છે. એક જોદ્ધાની સાથે તેનો ઘોડો ખૂબ હળી ગયો હતો. લડાઈમાં તે જોદ્ધો ઘોડા પરથી પડી જઈ મરણ પામ્યો ત્યારે તે ઘોડો પોતાના શેઠના મુડદાની પાસેજ ઊભો રહ્યો. તેણે ખાવાપીવાની દરકારજ કરી નહિ. કેવું વફાદાર પ્રાણી !

---

# પાઠ ૫મો

## દીવાળી

### ઉપજાતિ

જુઓ બની આતસકેરિ બાજી,
જોઈ રુદેમાં જન થાય રાજી;
જોતાં દિસે પા ઘડિ ખેલ ખાસો,
એવોજ છે આ જગનો તમાસો. ૧

કોઠીથિ દારૂ સળગી ઉઠે છે,
જાણે ઉગ્યું કાંચન ઝાડ એ છે;
શાખા દિસે પત્ર ફુલો ખરે છે,
જોવા થકી માત્ર ખુશી કરે છે. ૨

આકાશમાં ઊંચિ ચઢે હવાઈ,
તારા ખરે તે નિરખો નવાઈ;
જાણે ભલું બાણ તહાં ચડાવ્યું,
તારા નભેથી જઈ પાડિ લાવ્યું. ૩

વહી પુજી સાકર પાન વેંચે,
નામાં નવાં ખૂબ ખુશીથિ ખેંચે;
દેવાલયોમાં અનકૂટ થાય,
જનો વિષે હર્ષ ઘણો જણાય. ૪

દલપતરામ

---

# પાઠ છઠ્ઠો

શિક્ષક—વહાલાં બાળકો, જુઓ. હું તમને તમારા ભલાની વાત કહું છું. તમે તે સાંભળશો ?

છોકરાં—હા, જી.

શિક્ષક—જુઓ. તમને બરાબર બેસતાં પણ આવડતું નથી. કેટલાક પાટલી પર અર્ધા સૂઈ ગયા છો. બધા ટટાર બેસો. ટટાર નહિ બેસો તો આગળ જતાં વાંકા વળી જશો. બેત્રણ દિવસ ટટાર બેસશો તો તેમ કરવાની ટેવ પડશે. પછી તમને ટટાર બેઠા વિના ચહેનજ નહિ પડે.

છગન, તું ક્યાં જુએ છે ? તમારે બધાએ મારી તરફજ જોવું. વાંચતી વખત ચોપડીમાં જોવું. બીજી બધી વખત મારી સામાજ જોવું. આમ બેત્રણ દહાડા કરશો એટલે પછી તમારે તેમ કરવા મહેનત કરવી નહિ પડે. તમારાથી એની મેળેજ એમ થશે.

મગન, તું દરરોજ ક્યારે સૂએ છે ને ક્યારે ઊઠે છે ?

મગન—ગુરુજી, હું નવ વાગે સૂઈ જાઉં છું ને સાત વાગે ઊઠું છું.

શિક્ષક—જુઓ. ઊંઘથી આરામ મળે છે. પણ આઠ કલાકથી વધારે ઊંઘીએ તો એદી ગણાઈએ. તમારા જેવાને આઠ કલાકની ઊંઘ બસ છે. દસ વાગે સૂવું ને છ વાગે ઊઠવું. છ વાગતાથી મોડું ઊઠવું નહિ. વહાણાનો વખત તાજી હવાનો છે. આરામ લીધા પછી તરત આપણા શરીરમાં ચાલાકી આવે છે. માટે દરરોજ વહેલા ઊઠવાની ટેવ પાડજો. એકબે દિવસ તમને સહેજ અઘરૂં લાગશે. પણ પછી કોઈના ઉઠાડ્યા વગર તમારી આંખ તેજ વખત ઊઘડી જશે. વહેલા ઊઠવાથી તમે તમારૂં કામ જલદી પૂરૂં કરી શકશો.

હિંમત, મેં તને કાલે ટોક્યો નહોતો? તું આંગળી કાનમાં કેમ ઘાલ્યા કરે છે?

બાળકો, નાકકાનમાં આંગળી ઘાલવી નહિ. કાનમાં પેન્સિલ ઘાલી કાન ખોતરવો નહિ. લખતી વખત પેન્સિલ મોંમાં ન ઘાલવી. આ બધી ખરાબ ટેવ છે. એકબે દહાડા એમ કરશો તો હમેશ એમ થઈ જશે. નઠારી ટેવ છોડવી અઘરી પડે છે; માટે નઠારી ટેવ પડવાજ ન દેવી.

---

# પાઠ ૭મો

## વડોદરા પ્રાંત, ભાગ ૧લો

વડોદરા પ્રાંત એ ગાયકવાડી રાજ્યનો મોટો પ્રાંત છે. એના બે વિભાગ છે. પૂર્વ તરફનો વિભાગ મોટો છે. તેમાં ડભોઈ, સિનોર, સંખેડા, વગેરે મહાલો આવેલા છે. પશ્ચિમ તરફનો વિભાગ નાનો છે. તેમાં પેટલાદ ને ભાદરણ મહાલો છે.

વડોદરા પ્રાંતનું મુખ્ય શહેર વડોદરા છે. એનું મૂળ નામ વટપદ્ર હતું. એને વિષે વિશ્વામિત્રી નદીના પુરાણમાં આ પ્રમાણે કથા છે. વિશ્વામિત્ર ઋષિ એક દિવસ નદીને કિનારે વિમલેશ્વર મહાદેવના દેહેરાની પાસે આવેલા વડના ઝાડ નીચે સૂતા હતા. ત્યાં તેમને ઘણો આરામ મળ્યો, તેથી પ્રસન્ન થઈ તેમણે તે વડને સોનાનો બનાવ્યો. વડે ઋષિની પ્રાર્થના કરી કે મહારાજ, આથી તો લોકો મારી ડાળી લોભથી કાપી નાખશે. ઋષિએ કહ્યું, લોકો જોઈ શકશે નહિ કે તું સોનાનો છે. વળી આ સ્થળે મોટું શહેર વસશે તે તારા નામથી ઓળખાશે. 'વટપદ્ર' શબ્દમાં 'વટ' એટલે વડ અને 'પદ્ર' એટલે ગામ છે. જ્યાં વડ છે એવું શહેર તે વટપદ્ર.

ચાળીસપચાસ વર્ષ ઉપર વડોદરૂં કેવું હતું? તેના રસ્તા સાંકડા હતા ને તેમાં ભુંડોની વસ્તી હતી. ગટરો

ગંધાતી હતી અને મચ્છરનો ત્રાસ વેઠાય નહિ એવો હતો. હાલ મહારાજા સયાજીરાવ ગાયકવાડે શહેરને સુંદર ને સુખાકારી બનાવ્યું છે. તેમાં મોટી, પહોળી, ને સ્વચ્છ સડકો થઈ છે. ઠેકાણે ઠેકાણે બાગબગીચા થયા છે ને સડક પર સુંદર મકાનો બંધાયાં છે. શહેરનો દેખાવ તદ્દન બદલાઈ ગયો છે. શહેરથી ૧૩ માઇલ દૂર સયાજી સરોવર નામનું મોટું તળાવ શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ સરકારે બંધાવ્યું છે ને તેમાં સૂર્યા નદીનું પાણી વાળ્યું છે. એ તળાવમાંથી નળ મૂકી શહેરને સ્વચ્છ પાણી પૂરૂં પાડવામાં આવ્યું છે.

પેટલાદ એ પેટલાદ પેટા મહાલનું મુખ્ય ગામ છે. એ કેળવણીમાં આગળ પડતું છે. એમાં રહેતા વણકરો હોશિયાર છે. એમાં બે રંગશાળા છે.

---

## પાઠ ૮મો

### વડોદરા પ્રાંત, ભાગ ૨જો

ડભોઈ એ ડભોઈ મહાલનું મુખ્ય નગર છે. એ એક જૂનો કસ્બો છે. એના ઉત્તર દરવાજા ને કોટકિલ્લા સિદ્ધરાજ જયસિંહે બંધાવ્યા છે. એનું જૂનું નામ દર્ભાવતી હતું.

વીસલદેવ નામના વાઘેલ વંશના રાજાએ ડભોઈનો કિલ્લો મજબૂત કરાવ્યો. કહે છે કે રાજાએ એ બાંધવાને ઘણા હોશિયાર કારીગરો એકઠા કર્યા અને એ કામ ૩૨ વર્ષ ચાલ્યું. ત્યાંના જેવું સુંદર દહેરૂં ને દરવાજો તે બાંધનાર મુખ્ય કડીઓ બીજે ઠેકાણે બાંધે નહિ માટે કાલિકા માતાના દહેરાની નીચે રાજાએ તેને પુરાવ્યો. તેની સ્ત્રીએ છ વર્ષ તેને છૂપી રીતે જીવતો રાખ્યો. એક વખત રાજાને એ કડીઆનું કામ પડ્યું. તેને દટાવી દીધો તેને માટે તે પસ્તાવો કરતો હતો, એટલામાં તે જીવતો છે એવી તેને ખબર પડવાથી તેણે તેને બહાર કાઢવાનો હુકમ કર્યો. જૂના વખતમાં ડભોઈ કેવું સુંદર નગર હશે તે તેના ખંડેર પરથી સહજ સમજાય છે.



શિનોર મહાલમાં શિનોર, કરનાળી, અને ચાંડોદ એ મુખ્ય ગામો છે. શિનોર નર્મદા નદીને કિનારે આવેલું છે. એ ઊંચા ટેકરા પર છે, તેથી નદીમાં જવાને સો-એક પગથીઆંનો ઓવારો બાંધેલો છે. તેનો દેખાવ ઘણો રમણીય છે. એ જૂનું ગામ છે.

ચાંડોદ અને કરનાળી, બંને જાત્રાનાં ઠેકાણાં છે. બેની વચ્ચે ઓર નામની નદી આવી છે. એ નર્મદા નદીનો ફાંટો છે. એ જ્યાં નર્મદા નદીને મળે છે ત્યાં સરસ્વતી નદી છૂપી વહે છે એમ મનાય છે. તેથી આ ઠેકાણાને હિંદુ લોકો પવિત્ર માને છે. કરનાળી ચાંડોદ કરતાં વધારે પવિત્ર મનાય છે. ત્યાંના ઘાટ ઘણા સુંદર છે ને નહાવાનું ઘણું સુખ છે. કિનારાનો દેખાવ ઘણો રમણીય છે. કાર્તક સુદ પુનેમે ત્યાં મોટી જાત્રા ભરાય છે. ત્યાં થઈને નર્મદાને કિનારે આવેલાં શુકદેવ, વ્યાસ, અને અનસૂયાનાં પવિત્ર સ્થાને હોડીમાં જવાય છે.

ચાંડોદને માટે એવી કથા છે કે ત્યાં ચંડ અને મુંડ નામે રાક્ષસો રહેતા હતા. તે બધાંને બહુ ત્રાસ આપતા. ચંડિકા માતાએ તેમને મારી નાખ્યા. માતાના નામ પરથી ગામનું નામ ચંડીપુર પડ્યું. ત્યાં ચંડિકા માતાનું દહેરૂં છે.

---

# પાઠ ૯મો

## ભોઠ થતાં સંભાળજો.

બારેજડી ગામમાં જગાભાઈ કરીને એક વાણીઓ હતો. તેને મગનભાઈ નામનો પાલેજ ગામમાં એક દોસ્ત હતો. મગનભાઈએ જગાભાઈ પાસે પોતાને સારૂ એક સસલું મંગાવ્યું હતું. છૂટું સસલું આગગાડીમાં મોકલવાથી તેનું નૂર આપવું પડશે એમ ધારી જગાભાઈએ તેને પેટીમાં ઘાલ્યું. પેટીને તાળું મારી પોતાના નોકર ખીમા સાથે મગનભાઈને તે મોકલી.

ખીમો પહેલોજ એ દિશા તરફ જતો હતો. તેણે જાણ્યું કે રસ્તામાં વડોદરૂં આવે છે તે જોતો જાઉં. એમ વિચારી તે વડોદરામાં એક વીસીમાં ઊતર્યો. વીસીવાળાને પેટી સોંપી તે વડોદરૂં જોવા નીકળ્યો. વીસીવાળાએ ધાર્યું કે પેટીમાં પૈસા હોવા જોઈએ. તેથી તેણે જુક્તિથી પેટી ઉઘાડી એટલે તો તેણે તેમાં સસલું જોયું. તે ટીખલી હતો, તેથી તેણે સસલું કાઢી લઇ બિલાડીનું બચ્ચું મૂક્યું ને પેટી દઈ દીધી.

વડોદરૂં જોઈ ખીમો પેટી લઈ પાલેજ ગયો. ત્યાં જઈ તેણે તે પેટી જગાભાઈને આપી અને કહ્યું કે શેઠે તમે મંગાવેલું સસલું મોકલ્યું છે. જગાભાઈએ પેટી

ઉઘાડી, એટલે માંહેથી બિલાડું નીકળ્યું. આથી તેણે પેટી દઈ દઈ જગાભાઈને પાછી મોકલી ને લખ્યું કે તમે મારી મશ્કરી કરી જણાય છે. ખીમો કહે, પેટીમાં તો સસલુંજ મૂક્યું છે એમ શેઠે મને કહ્યું છે. પણ જગાભાઈએ તે માન્યું નહિ.

વડોદરાનો થોડો ભાગ જોવાનો રહી ગએલો હોવાથી ખીમો પાછો ફરતાં પણ વડોદરે ઊતર્યો. તેણે અગાઉની વીસીમાંજ મુકામ કર્યો અને વીસીવાળાને પાલેજમાં બનેલી હકીકત કહી સંભળાવી. વીસીવાળો તે સાંભળી મનમાં ખૂબ હસ્યો. ખીમો શહેર જોવા ગયો તે દર્મિયાન તેણે પેટી ઉઘાડી તેમાંથી બિલાડું લઈ સસલું મૂક્યું.

ખીમાએ શેઠને મગનભાઈનો કાગળ આપ્યો અને પૂછ્યું, તમે પેટીમાં સસલાને ઠેકાણે બિલાડું કેમ મૂક્યું? શેઠ કહે, મેં સસલુંજ મૂક્યું છે. ખીમો કહે, તમે ઉઘાડીને જોશો એટલે તમારી ખાતરી થશે. શેઠે પેટી ખોલી એટલે તેમાંથી સસલું નીકળ્યું. ખીમો તો આ જોઈને ખિસિયાણોજ પડી ગયો. તે બોલ્યો, પાલેજમાં તો એ બિલાડું હતું, બારેજડીમાં સસલું થઈ ગયું! તે ભોઠડની પેઠે વીસીમાં રહ્યો તેનું આ ફળ થયું.

બાળકો, ભોઠ થતાં સંભાળજો.

---

# પાઠ ૧૦મો

## કાચબો ને હંસ

કાચબો જળમાં રહેનારૂં પ્રાણી છે. એ નાનાં જીવડાંને મારી નાખી પાણી સ્વચ્છ કરે છે. હંસ એ રળિયામણું પંખી છે. આ વાચનમાળાના પૂંઠા પર સરસ્વતીનું ચિત્ર છે, તેમાં હંસ ચિત્રેલો છે.

એક મોટા તળાવમાં એક કાચબો રહેતો હતો. ત્યાં રોજ બે હંસ આવતા હતા. એકઠા થવાથી તેમની વચ્ચે દોસ્તી બંધાઈ. તેઓ જુદા જુદા વિષય પર વાતચીત કરતા અને એક બીજાને આનંદ પમાડતા. સાંજ પડે હંસ પોતાના માળામાં ચાલ્યા જતા. આમ કાચબા ને હંસના ઘણા દિવસ સુખમાં ગયા.



એક વરસ દુકાળ પડવાથી તળાવનું પાણી સુકાઈ જવા આવ્યું. આથી બે હંસોને પોતાના મિત્ર કાચબા માટે ભારે ચિંતા થઈ. તેમણે કહ્યું, ભાઈ, તળાવમાં હવે પાણી રહેલું જણાતું નથી. તારી શી દશા થશે તેના વિચારથી અમને કંઈ ચહેન પડતું નથી.

કાચબો બોલ્યો, હા, ભાઈઓ, મારે દુઃખે તમે દુઃખી થાઓ છો, એ હું જાણું છું. પણ ગભરાયાથી શું વળવાનું છે? આપણે ધીરજ રાખી દુઃખમાંથી છૂટવાનો રસ્તો કાઢવો જોઈએ. તમે પાણીથી ભરપૂર તળાવ શોધી કાઢો અને એક લાકડાની ચીપ લાવો. હું તેને દાંત વડે વચ્ચેથી પકડીશ અને તમે બે તેના બે છેડા પકડજો, એમ તમે તે તળાવમાં મને લઈ જાઓ તો હું ઊગરૂં.

હંસોએ કહ્યું, બહુ સારૂં; પણ તારે એક વાત લક્ષમાં રાખવી. અમે એ ચીપ લઈ ઊડીએ ત્યારે તારે મૂંગા રહેવું. તું બોલવા જઈશ તો પડી જઇ મરણ પામીશ.

કાચબો કહે, ઠીક. હું મૂંગો રહીશ.

પછી હંસો લાકડાની ચીપ લાવ્યા. કાચબાએ તે વચ્ચેથી દાંત વડે ઝાલી અને બે હંસોએ તેના બે છેડા પકડ્યા. આમ કરી હંસો ઊડ્યા. આવી રીતે તેઓ ત્રણે એક મોટા શહેર પર થઈને જતા હતા.

ત્યાં કેટલાક લોકોની નજર ઊંચે ગઈ. આ જોઇ અચંબો પામી તેઓ બોલી ઊઠયા, ભાઈઓ, જુઓ, જુઓ, આ કંઈક જોવા જેવું છે. આમ શોરબકોર



થવાથી કાચબાનું ધ્યાન તે તરફ ગયું. આ અવાજ શેનો છે એમ તે અર્ધું બોલ્યો એટલે તેનું મોં ઊઘડવાથી ચીપ પરથી નીચે પડી તે તરત મરણ પામ્યો. મિત્રની શિખામણ ન માનવાથી તેની આવી દશા થઈ.

# પાઠ ૧૧મો

## કૌશલ્યા ને રામનો સંવાદ

### રાગ ગોડી

ત્યારે માત કૌશલ્યાજી બોલિયાં, હો વાલા રે;
તુંને નહિ જાવા દેઉં વંન, કુંવરજી કાલા રે.
ઘણી કોમળ છે તારી દેહડી, હો વાલા રે;
મારા લાડકવાયા તંન, કુંવરજી કાલા રે.
તુંને ગુપ્ત રાખું મારી વાડિમાં, હો વાલા રે;
બીજું અવર ન જાણે જેમ, કુંવરજી કાલા રે.
મેં તો તુજ વિનારે રેવાય નહીં, હો વાલા રે;
મુંને મૂકીને જાશો કેમ, કુંવરજી કાલા રે.
વનમાં વનફુળ કેમ પ્હેરશો, હો વાલા રે;
તજી વસ્ત્ર આભૂષણ સાર, કુંવરજી કાલા રે.
એવાં વચન શુણી બોલ્યા રામજી, હો માતા રે;
તમે ધીરજ રાખો મંન, શુણો સુખદાતા રે.
પાછો આવીશ થોડા દિવસમાં, હો માતા રે;
આપો આજ્ઞા હું જાઉં વંન, શુણો સુખદાતા રે.
મારે આજ્ઞા પિતાની પાળવી, હો માતા રે;
ર્‌હેવું ચૌદ વરસ વનમાંહે, શુણો સુખદાતા રે.
અવધ વીત્યા પછી નહિ રહું, હો માતા રે;
વ્‌હેલો આવીશ નિજ પુરમાંહે, શુણો સુખદાતા રે.

ગિરિધર

# પાઠ ૧૨મો

## સસલું



તમે સસલાં જોયાં છે? એ કેવાં સફેદ ને સુંદર દેખાય છે! કેટલીક વાર ખેતરમાં ને જંગલમાં સવારે ને સાંજે એનાં ટોળેટોળાં ચરતાં જણાય છે. એ એવાં બીકણ હોય છે કે આપણે તાળી પાડીએ કે એ તરત દોડી જાય છે. બિલાડી, કુતરાં, અને બીજાં જાનવરોથી પોતાનો બચાવ કરવા એ જમીનની અંદર ખાડા ખોદીને જથાબંધ રહે છે.

પાળેલાં સસલાંને મોટાં પાંજરાંમાં રાખવાં પડે છે. કેમકે બિલાડી ને કુતરાંની પેઠે તેઓ પોતાની સંભાળ લઈ શકતાં નથી.

સસલાને શરીરે સુંદર, સુંવાળાં રૂંવાંટાં હોય છે. તેની પૂંછડી ઘણી નાની હોય છે. તેના કાન લાંબા હોય છે, અને કોઈ દિશા તરફથી તેને બીક જેવું લાગે કે તે ઊભા થઈ જાય છે. તેની આંખ મોટી ને ચકચકતી હોય છે. તે ચારે તરફ ફરતી રહે છે, તેથી તે કોઈને પાસે આવતું જોઇ નાસી જાય છે.

સસલાના પાછલા પગ આગલા કરતાં ઘણા મોટા હોય છે, તેથી તે કૂદકો ભરતું ચાલે છે. તેના પંજા બિલાડાના પંજાને મળતા હોય છે. તેના નખ કુતરાના નખ જેવા જાડા ને કઠણ હોય છે, તેથી તે પોતાના રહેઠાણ માટે જમીનમાં ખાડા ખોદી શકે છે.

તેના દાંત ઉંદર ને કોળના દાંત જેવા જબરા હોય છે. આગલા દાંત લાંબા, તીણા, ને ચપટા હોય છે.

તે ઘાસ ને ઝાડનાં મૂળ, પાંદડાં, ને છાલ ખાય છે.

કુતરાંબિલાડાંની પેઠે તે જન્મે છે ત્યારે આંધળું હોય છે. દસેક દિવસનું થાય છે ત્યારે તેની આંખ ઊઘડે છે.

જાનવરો સસલાંનો નાશ ન કરતાં હોત તો તેઓ બધી જાતની લીલી વનસ્પતિ ખાઈ જાત.

સસલું ગરીબ પ્રાણી છે, તેથી ઈશ્વરે તેનાં આંખ ને કાન ચપળ કર્યાં છે ને પગ કૂદકો મારે એવા બનાવ્યા છે. આથી તે બીજાં પ્રાણીથી પોતાનો બચાવ કરી શકે છે.

---

## પાઠ ૧૩મો

### ભલાં મહારાણી વિકટોરિઆ



મહારાણી વિક્ટોરિઆનું નામ આપણામાંના કોને જાણીતું નથી ? એમણે આપણા દેશનો કારભાર પોતાના હાથમાં લીધો તે પહેલાં તે એક વેપારી-મંડળના હાથમાં હતો.

ઇ. સ. ૧૮૫૭માં સિપાઇઓનો બળવો થયો તેથી ઇ. સ. ૧૮૫૮ની ૧લી નવેંબરે મહારાણીએ હિંદનો રાજ્યકારભાર પોતાના હાથમાં લીધો. અલાહાબાદમાં દરબાર ભરાયો અને રાણીનો ઢંઢેરો વાંચી સંભળાવવામાં આવ્યો. મહારાણીએ બધી પ્રજાને સરખો ઇનસાફ આપવાનું વચન આપ્યું.

૬૪ વર્ષ રાજ્ય કરી મહારાણી ઇ. સ. ૧૯૦૧માં લગભગ ૮૨ વર્ષની મોટી વયે દેવલોક પામ્યાં. એ ભલાં રાણીના વખતમાં દેશમાં આબાદી થઈ અને લોકો સલાહશાંતિમાં રહ્યા.

મહારાણી કેવાં ભલાં અને દયાળુ હતાં, તે નીચે આપેલી બે વાત પરથી તમને સમજાશે.

તેઓ ગાદીએ આવ્યા પછી થોડા દિવસ રહીને એક અમલદાર મોતની સજાના એક હુકમ પર તેમની સહી લેવા આવ્યો. તે વખત તેમની ઉમર ૧૯ વર્ષની હતી. તેમણે તે અમલદારને પૂછ્યું, આ માણસના લાભમાં કંઈ કહેવાનું નથી ? તે અમલદારે કહ્યું, કંઈ નથી. દિલગીર થઈ ભલાં રાણીએ ફરી કહ્યું, તમે

બરાબર યાદ કરો. તે અમલદારે જવાબ દીધો કે જોદ્ધા તરીકે તે ઘણો ખરાબ છે, પણ બીજી રીતે તેની ચાલ સારી છે. મહારાણી ખુશ થયાં. તેમણે કહ્યું, હું તમારો ઉપકાર માનું છું. એમ બોલી ધ્રૂજતે હાથે હુકમ પર ‘ માફી આપી ’ એમ તેમણે મોટે અક્ષરે લખ્યું. કેવી દયા !

એક વખત તેઓ પોતાના પુરોહિત સાથે ખાનગી વાત કરી ઓરડાની બહાર નીકળ્યાં. એવામાં તેમણે ત્યાં ટાંગેલા પાંજરામાંના પોપટને કંઈ બોલતો સાંભળ્યો. રાણીથી સમજાયું નહિ એટલે તેમણે પુરોહિતને પૂછ્યું કે એણે શું કહ્યું? પુરોહિત બોલતાં ખંચાયો, એટલે રાણીને તે જાણવાની ઇચ્છા વધી. આખરે પુરોહિતે માફી માગી કહ્યું કે દુષ્ટ પોપટે આવા શબ્દો કહ્યાઃ— ચાલી જા, તું કદ્રૂપી, ઘરડી સ્ત્રી, ચાલી જા. રાણી હસીને બોલ્યાં, ડર રાખ્યા વિના મારે વિષે બોલનાર એક પણ છે એ જાણી હું બહુ રાજી થઈ છું. સત્ય જાણવાની કેવી ઉત્કંઠા !

એમની પછી એમના વડા પુત્ર ૭મા એડ્વર્ડ માત્ર ૯ વર્ષ રાજ્ય કરી ઇ. સ. ૧૯૧૦માં મરણ



૭મા એડ્વર્ડ

પામ્યા. તેમની પછી તેમના પુત્ર, ૫મા જ્યૉર્જ ગાદીએ આવ્યા. તેઓ હાલ આપણા રાજા છે. ઘણું જીવો, મહારાજા જ્યૉર્જ !



૫મા જ્યૉર્જ

# પાઠ ૧૪મો

## અણસમજુ ને સમજુ ઘેટાં



ઉપલું ચિત્ર જુઓ. એમાં એક ટેકરી ને નદીનો દેખાવ છે. ટેકરી પર ચાલવાનો સાંકડો રસ્તો છે. રસ્તાની નીચે ઢોળાણ છે. ટેકરીની નીચે નદીનું પાણી જોસમાં વહ્યું જાય છે.

એ સાંકડા રસ્તા પર એકી વખતે એકજ માણસ કે એકજ જાનવરથી ચલાય તેમ છે. એક વખત એ રસ્તા પર બે ઘેટાં સામસામાં થયાં. એક ઘેટાને એક તરફ જવું હતું ને બીજા ઘેટાને બીજી તરફ. બંને ઘેટાં

અણુસમજુ હતાં. બંને જક્કી બન્યાં. બંનેને ટક્કર થઈ. છતાં બંને મંડયાં રહ્યાં. બંનેએ પોતાનું જોર અજમાવ્યું. તેમનાં શીંગડાં સામસામાં અથડાયાં ને થોડી વાર માંહ્યો માંહ્ય ભેરવાઈ રહ્યાં. પછી બંને ઘેટાં



જોસથી કૂદ્યાં. કૂદવાથી બંનેને એક બીજાનો ધક્કો લાગ્યો. તેથી બંને ટેકરી પરથી ગબડી પડયાં. તે ગબડયાં તેવાંજ નદીમાં પડયાં. નદી ઊંડી હતી, તેથી બંને ઘેટાં ડૂબીને મરી ગયાં.

તેજ ટેકરી પર બીજી વખત બીજાં બે ઘેટાં સામસામાં જતાં હતાં. સાંકડા રસ્તા પર તે બે લડયાં નહિ. પેલાં બે અણુસમજુ ઘેટાંની પેઠે આ બેએ ટક્કર ન લડાવી. આ બે સમજી ગયાં કે રસ્તો સાંકડો છે ને

લડવામાં જોખમ છે. બંનેને તે રસ્તા પરથી જવાની યુક્તિ સુઝી. તેમણે વિચાર્યું કે સંપીને રસ્તો માપવો સહેલો છે. તેમાંનું એક ઘેટું બેસી ગયું ને બીજું તેના



પર પગ મૂકી ચાલ્યું ગયું. પછી તરત પેલું બેઠેલું ઘેટું ઊઠીને ચાલતું થયું. કેવાં સમજુ ને શાણાં ઘેટાં !

બાળકો ! અઘરૂં કામ પણ સંપીને કરવાથી કેવું સહેલું બને છે ! પેલાં અણસમજુ ઘેટાં હઠીલાં થયાં, લડ્યાં, ને અંતે બંને મરી ગયાં. પેલાં સમજુ ઘેટાં હઠીલાં ન બનતાં એક બીજાને મદદગાર બન્યાં અને બંને પોતાને જવું હતું તે રસ્તે જઈ શક્યાં.

---

# પાઠ ૧૫મો

## પ્રહ્લાદ

હિરણ્યકશિપુ નામે રાક્ષસોનો રાજા હતો. તે ઘણો બળિયો હતો ને દેવોને બહુ સતાવતો. તે વિષ્ણુ ભગવાન્નો કટ્ટો દુશ્મન હતો અને તેને હમેશ ગાળો દેતો. તેને પ્રહ્લાદ નામનો પુત્ર હતો.

બાળપણથીજ પ્રહ્લાદનું મન ભગવાન્નું નામ લેવામાં અને ભજન ગાવામાં લાગેલું હતું. બીજા કશામાં તેનું મન જતુંજ નહિ. તેનો પિતા રાક્ષસ હતો અને ભગવાન્નો વેરી હતો; તેથી તેને આ બિલકુલ ગમતું નહિ.

રાજાએ તેને ગુરુ પાસે ભણવા મોકલ્યો. ગુરુ બારાખડી બોલતા ને તેની પાસે બોલાવતા. પણ તે રામનું નામજ બોલતો. 'રામ' વગર બીજા અક્ષર તે જોતો કે બોલતો નહિ ને માથું ધુણાવતો.

" ભણે ભણાવે કિ કી કે કૈ, બારાખડી બોલાવે રે;
જેટલા અક્ષર રામ વિના તે, દેખી શીશ ડોલાવે રે."

તેના જોડીદારો પણ તેનું જોઈ તેમજ કરતા. આખરે, ગુરુ થાક્યા અને રાજા પાસે જઈ તેમને આ હકીકત તેઓએ કહી.

રાજાએ તેને સમજાવ્યો, ધમકાવ્યો, અને મારી નાખવાની પણ બીક દેખાડી. પણ તે લગારે ડગ્યો નહિ. તેની માએ કહ્યું, ભાઈ, આપણે રાક્ષસ છીએ અને રામ એ રાક્ષસોનો દુશ્મન છે. માટે તું એનું નામ છોડી ભણવામાં મન ઘાલ. તને એવી રઢ કેમ લાગી છે ? એ હઠ છોડી દે.

આ રીતે તેને ગુરુએ અને માબાપે બહુ વીનવ્યો, પણ તેણે કોઈને લેખવ્યા નહિ. રાજા તેના પર ખૂબ ગુસ્સે થયો. તેણે લાલચોળ થઈ કહ્યું, ક્યાં છે તારો રામ ? બતાવ, જોઈએ.



પ્રહ્લાદ બોલ્યો, પિતાજી, ભગવાન્ બધે છે. કોઈ જગા એના વગરની ઠાલી નથી.

હિરણ્યકશિપુ ડોળા કાઢી બોલ્યો, આ થાંભલામાં તારા ભગવાન્ છે? હોય તો બતલાવ. પ્રહ્લાદે ભગવાન્‌ને સંભાર્યા અને થાંભલા સાથે લાકડી ઠોકી. એકદમ તે થાંભલો ફાટયો અને તેમાંથી નરસિંહરૂપે ભગવાન્ બહાર નીકળ્યા. અર્ધું માણસનું અને અર્ધું સિંહનું એવું બિહામણું રૂપ જોઈ હિરણ્યકશિપુ ધ્રૂજવા લાગ્યો. ભગવાને તરત તેનો નાશ કર્યો અને તે પોતાના ભક્ત પ્રહ્લાદ પર રાજી થયા.

---

## પાઠ ૧૬મો

### પ્રહ્લાદને શિખામણ

રાગ ગોડી

તાતતણું માન રાખજે, રંગીલા કુંવર રે;
માતાને લાગજે પાય, રંગીલા કુંવર રે.
અણજાણે નીર ન પેશીએ, રંગીલા કુંવર રે;
નવ બેશીએ નીચની જોડ, રંગીલા કુંવર રે.
ગીત કથા સંવાદમાં, રંગીલા કુંવર રે;
વચ્ચે ન કરીએ વાત, રંગીલા કુંવર રે.
રમતાં રીસ નવ કીજીએ, રંગીલા કુંવર રે;

દિન રેણુ રહીએ રળીઆત, રંગીલા કુંવર રે.
પાવક હાથ ન ઘાલીએ, રંગીલા કુંવર રે;
નવ ચાલીએ સાંકડી વાટ, રંગીલા કુંવર રે.
લીધું દીધું લખાવીએ, રંગીલા કુંવર રે;
ખાંતે ન પડે ખોટ, રંગીલા કુંવર રે.
મોટવડાઈ નવ લોપીએ, રંગીલા કુંવર રે;
પાળીએ ઘરમાં ધર્મ, રંગીલા કુંવર રે.
પંડને પાવન રાખીએ, રંગીલા કુંવર રે;
નાહીએ નિર્મળ નીર, રંગીલા કુંવર રે.
મેલાં વસ્ત્ર નવ પહેરીએ, રંગીલા કુંવર રે;
રાખીએ શુદ્ધ શરીર, રંગીલા કુંવર રે.
પ્રભાતે નવ પોઢીએ, રંગીલા કુંવર રે;
હસ્તે ન તોડીએ તરણ, રંગીલા કુંવર રે.
એવી વિદ્યા મેં શીખવી, રંગીલા કુંવર રે;
તે વાત હૃદેમાં રાખ, રંગીલા કુંવર રે.

કાળિદાસ

---

# પાઠ ૧૭મો

## કુતરો

ગામડાંમાં ને શહેરોની પોળોમાં કુતરાંને ભસતાં તો તમે સાંભળ્યાં હશે. એ ભસે છે તે કેવું ખરાબ લાગે છે ! રખડતાં કુતરાં દેખાવમાં ગંદાં હોય છે. બધાં તેને ‘હટ હટ’ કરે છે.

પાળેલાં કુતરાં દેખાવડાં હોય છે. તેને પંપાળવાં ગમે છે.

કેળવ્યાથી કુતરાં ઘણાં ઉપયોગી થાય છે. તે ઘણાં વફાદાર હોય છે, તેથી શેઠને માટે પોતાનો જીવ પણ જોખમમાં નાખે છે.

એક કુતરાના શેઠે તેને ફાનસ લઈ જવાનું શિખવ્યું હતું. કુતરૂં રોજ સાંજે મોંમાં ફાનસ લઈ શેઠને તેડવા જતું. ઘેર જતાં સળગાવેલું ફાનસ તે મોંમાં ઘાલી શેઠની આગળ આગળ ચાલતું. ખાડાખૈયા આવે ત્યાં તે અટકતું. શેઠ ત્યાં ચેતતો કે અહિં સાચવીને ચાલવાનું છે. કેવું વફાદાર ને ચતુર કુતરૂં !



ખેતરમાં કુતરૂં રાત્રે કેવી ચોકી કરે છે ! અજાણ્યો માણસ આવે કે તે કેવું ભસાભસ કરી મૂકે છે !

તમે કુતરાંનાં શરીર તપાસ્યાં છે ? ધારીને જોશો તો તમને જણાશે કે તે જુદા જુદા રંગનાં હોય છે. ઘણું-ખરાં કુતરાંનાં શરીર લાંબાં હોય છે ને પગ લાંબા ને પાતળા હોય છે. તેમની છાતી પહોળી હોય છે ને શરીર સંકોચાઈ શકે તેવું હોય છે. તે જલદીથી દોડી શકે છે, કૂદી શકે છે, ને તરી પણ શકે છે.

કેટલાંક કુતરાંને ગોળ માથાં ને ટૂંકાં, ચીબાં નાક હોય છે; કેટલાંકને લાંબાં માથાં ને તીણાં અણીદાર નાક હોય છે.

કેટલાંક કુતરાંના કાન અણીદાર, અક્કડ હોય છે; કેટલાંકના લબડતા હોય છે.

કુતરાં શિકાર કરવામાં હોશિયાર હોય છે. કેટલાંક કુતરાં આંખની મદદથી શિકાર કરે છે ને કેટલાંક નાકની મદદથી. કેટલાંક દૂરથી જોવામાં ચંચળ હોય છે; કેટલાંક દૂરથી ગંધ પારખવામાં ચંચળ હોય છે.. સાધારણ રીતે બધાં કુતરાંનાં આંખકાન ચંચળ હોય છે.

કુતરાંનાં જડબાં મજબૂત હોય છે. તેના દાંત અણી-દાર, ઊભા હોય છે.

બાળકો ! કુતરૂં દોડતું હોય છે ત્યારે તમે એક વસ્તુ જોઈ છે ? તેનું મોં ઉઘાડું હોય છે, જીભ લટકતી હોય છે, ને જીભ પરથી લાળ પડતી હોય છે. આ લાળ લાળ નથી હોતી, પણ કુતરાંનો પરસેવો હોય છે. કુતરાંને મોંવાટે પરસેવો થાય છે, શરીર પર નહિ.

## પાઠ ૧૮મો

### ‘ન્યાય જોવો હોય તો મલાવ જુઓ.’

સિદ્ધરાજ જયસિંહ એ ગુજરાતનો એક મહાપ્રતાપી અને ઉદાર રાજા હતો.

સિદ્ધપુર હિંદુઓની જાત્રાનું ઠેકાણું છે. એ સરસ્વતીને કિનારે આવેલું છે. એનું જૂનું નામ શ્રીસ્થળ હતું. એ શહેર મૂળરાજ નામના ગુજરાતના રાજાએ વસાવ્યું છે. ત્યાં આવેલી રૂદ્રમાળ પણ એજ રાજાએ બંધાવવા માંડી. સિદ્ધરાજે એમાં સુધારો કર્યો, માટે એ શહેર સિદ્ધપુર કહેવાય છે.

સિદ્ધરાજના પિતાનું નામ કરણ હતું. પિતા મરણ પામ્યો ત્યારે પુત્રની ઉમર માત્ર ૧૦ વર્ષની હતી. એની મા મીનળદેવી હતી. તે ઘણી શાણી અને મોટા મનની હતી. એ ચતુર રાજમાતા બધો રાજ્યકારભાર ચલાવતી. પુત્રને કેળવવાનો બોજો પણ એને શિર હતો.

મીનળદેવી ઘણી દયાળુ અને ન્યાયી હતી. નીચેની હકીકત પરથી એ સમજાશે.

ધોળકામાં મલાવ નામે મોટું તળાવ મીનળદેવીએ બંધાવ્યું હતું. એ બાંધવાની જગાની અંદર એક સ્ત્રીનું

ઘર આવતું હતું. એ ઘર વેચાતું લેવા રાજમાતાની મરજી થઈ. તેણે માલીક સ્ત્રીને મનમાનતી રકમ આપવાનું કહ્યું. પણ તે સ્ત્રીને પોતાનું મકાન વેચવાની મરજી નહોતી. રાજપુરુષોએ તેને બહુ બહુ સમજાવી; પણ તે પોતાના નિશ્ચયથી ડગી નહિ.

સલાહકારોએ રાણીને એવી સલાહ આપી કે આપણે એ બાઈને પૈસા આપી એનું ઘર જોરજુલમથી લઈ લેવું. રાજમાતાને એ વાત બિલકુલ ગમી નહિ. તેણે કહ્યું, એનું મકાન એની ખાનગી મિલ્કત છે. એની મરજી ઉપરાંત એ લઈ લેવાય નહિ. એ તો ખુલ્લો ગેર ઇનસાફ થાય. તળાવનો આકાર ભલે બેડોળ થાય. મારા શોખની ખાતર એવું અન્યાયનું કામ હું કદી નહિ કરૂં. શાબાશ છે એ રાજમાતાને ને એના નિર્મળ ન્યાયને! 'ન્યાય જોવો હોય તો મલાવ જુઓ,' એવી કહેવત આપણામાં તે દિવસથી ચાલતી થઈ છે.

---

## પાઠ ૧૯મો

### મારી ફૂલવાડી

તુલસીદાસ શેઠ ખાધેપીધે સુખી હતા. તેઓ બચરવાળ પણ હતા. શહેર બહાર તેમની એક મોટી ફૂલવાડી હતી. ત્યાં તેઓ સાંજે ફરવા જતા. તેઓ હમેશ પોતાની જોડે બેત્રણ છોકરાંને લઈ જતા.

એક દિવસ સાંજે શેઠ વાડીમાં પાટલી પર બેઠા હતા. તેમનાં છોકરાં, ઇંદુ, મણિધર, ને કુસુમ સામેની પાટલી પર બેઠાં હતાં.

શેઠ—ભાઈ ઇંદુ ! આપણી વાડીમાં મોટાં ઝાડ કયાં કયાં છે ? તું મને કહે.

ઇંદુ—બાપુજી, લીમડો, બોરસલી, ને આમલી.

શેઠ—વારૂ. એ આપણે શા કામનાં છે તે તમે જાણો છો ? મણિધર, તું કહે, જોઈએ.

મણિ૰—બાપુજી, મને બપોરે લીમડાના ઝાડ નીચે બેસવું બહુ ગમે છે. એની છાયા ઠંડી છે. બોરસલીની સુગંધ મીઠી છે. તે બહુ દૂરથી આવે છે. આમલીને છૂંદી માંહેથી કચુકા કાઢી નાખવામાં આવે છે. પછી આપણે દાળમાં ને કેટલાંક શાકમાં તે નાખીએ છીએ.

શેઠ—હા, ખરી વાત છે. થોડુંક વધારે કહું છું તે સાંભળો. આપણી વાડીમાં લીમડાનાં બે ઝાડ છે. એક મીઠા લીમડાનું છે ને બીજું કડવા લીમડાનું. મીઠા લીમડાનાં પાંદડાં કઢીમાં નખાય છે. લીમડાનું લાકડું ઘણું ઠંડુ છે. માથું દૂખે ત્યારે એને ઘસીને ચોપડવું. એથી ઘણી વાર આરામ થશે. લીમડાનાં પાંદડાંનો બાફ લેવાય છે. એથી તાવે પીડાતાને લાભ થાય છે. વળી

એ પાંતરાંની ધૂણી કરવાથી મચ્છર ઓછા થાય છે. જેનાં ફળ ખાવામાં આવે છે એવાં ઝાડ આપણી વાડીમાં છે?

છોકરાં—હા, જી. આંબાનું ઝાડ ને કેળનું.

શેઠ—ખરૂં. તમને કેરી ને કેળાં બહુ ભાવે છે. ફૂલનાં ઝાડ કયાં છે? બોલો, જોઈએ.

ઇંદુ—ગુલાબનું, ગલગોટાનું, જાસૂસનું, કરેણાનું, ને મોગરાનું.

શેઠ—બરાબર, પણ ચંપાનું ઝાડ તું ભૂલી ગયો. ગુલાબનાં ફૂલને કાંટા હોય છે. તે તોડો ત્યારે તપાસજો. કરેણાં ત્રણ જાતનાં હોય છેઃ લાલ, ધોળાં, ને પીળાં. પેલા મોટા ગલગોટા છે. તે હજારી ગોટા કહેવાય છે. વારૂ, વાડીના દરવાજાને મથાળે તેમજ સામા મંડપમાં વેલા છે, તેમાં કયાં ફૂલ થાય છે?

મણિ૰—બાપુજી, એમાં નાનાં સફેદ ફૂલ થાય છે.

શેઠ—ખરી વાત. એમાં જાઈ ને જૂઈ બહુ ખુશબોદાર છે. આ ફૂલ જુઓ. એ બારે માસ ઊગે છે, માટે બારમાસી કહેવાય છે. તમે જાણો છો કે મોગરા તો ઉનાળામાં ઊગે છે. ચાલો, હવે ઘેર જઈએ.

---

## પાઠ ૨૦મો

### જેવી સોબત તેવી અસર

છપ્પો

કરે નીચનો સંગ, નીચની બુદ્ધિ આવે;
કરે નીચનો સંગ, ગુણ સઘળા તે ગુમાવે;
કરે નીચનો સંગ, નીચની ભાખા ભાખે;
કરે નીચનો સંગ, નીચની રીતજ રાખે;
નીચ જન કામ નીચાં કરે, નીચ કહેવાય ન ઉંચ જન;
શામળ કહે સંગત નીચની, કદાપિ ન કરિયે કોક દન.

શામળભટ્ટ

---

## પાઠ ૨૧મો

### ધર્મબુદ્ધિ ને પાપબુદ્ધિ, ભાગ ૧લો

ધર્મબુદ્ધિ ને પાપબુદ્ધિ નામે બે મિત્રો હતા. જેવાં તેમનાં નામ હતાં તેવાજ તેમના ગુણ હતા. ધર્મબુદ્ધિ સારી દાનતનો હતો. પાપબુદ્ધિ બુરી દાનતનો હતો.

પાપબુદ્ધિએ વિચાર કર્યો. હું ઘણો ગરીબ છું. ધર્મબુદ્ધિને ફોસલાવીને હું પરદેશ લઈ જાઉં તો હું પુષ્કળ પૈસા મેળવી શકું. પછી એને દગો દઈ એ પૈસા હું પચાવી પાડીશ.

આમ ધારી પાપબુદ્ધિએ ધર્મબુદ્ધિને કહ્યું, ભાઈ, પરદેશ ગયા વગર પૈસો ભેગો કરાતો નથી. મુસાફરી કર્યા વગર ચતુરાઈ આવતી નથી. કુવામાંના દેડકાની પેઠે સ્વદેશમાં ભરાઈ રહેવાથી આપણા વિચાર સાંકડા થાય છે. માટે આપણે મુસાફરીએ નીકળવું જોઈએ. ધર્મબુદ્ધિ આ ચતુર વાણીના ફંદમાં ફસાયો.

બંને મિત્રો પરદેશ નીકળ્યા. થોડા દિવસમાં બહુ ધન મેળવી તેઓ પોતાને ગામ પાછા ફર્યા. ગામની પાસે આવ્યા એટલે પાપબુદ્ધિએ કહ્યું. ભાઈ, આટલો બધો પૈસો જોઈ આપણાં સગાંવહાલાં આપણને ફોલી ખાશે. માટે ગામ બહાર જંગલમાં ખાડો ખોદી આપણે આમાંનો ઘણોખરો પૈસો દાટી દેવો. થોડા દહાડા રહીને આપણે તે લઈ જઈશું.

ધર્મબુદ્ધિનું હૃદય ચોકખું હતું, તેથી પાપબુદ્ધિની લુચ્ચાઈ તે સમજી શકયો નહિ. તેણે પાપબુદ્ધિનું કહેવું માન્યું. આ રીતે જંગલમાં ખાડો ખોદી તેમાં ભેગા કરેલા ધનનો મોટો ભાગ દાટી તેઓ ઘેર ગયા.

---

## પાઠ ૨૨મો

### ધર્મબુદ્ધિ ને પાપબુદ્ધિ, ભાગ રજો

ઘેર પહોંચ્યા પછી તરતજ પાપબુદ્ધિ ખાડામાંથી બધું ધન લઈ આવ્યો. બીજે દિવસે તેણે ધર્મબુદ્ધિને

કહ્યું, ચાલો, આપણે પેલા ખાડામાંથી આપણો પૈસો લઈ આવીએ. બંને જંગલમાં ગયા. તેમણે ખાડો ખોદ્યો તો તે ખાલી દીઠો. આ જોઈ પાપબુદ્ધિ માથું કૂટવા ને રોવા મંડયો. તેણે ધર્મબુદ્ધિને માથે દોષ ઢોળી પાડયો. તે બોલ્યો, તેંજ ખાડામાંથી પૈસો લીધો છે. તને રાજ-દરબારમાં ઘસડી હું સરકાર પાસે ન્યાય કરાવીશ.

પછી પાપબુદ્ધિએ રાજકચેરીમાં જઈ ફરિયાદ કરી કે ધર્મબુદ્ધિ જંગલમાં દાટેલો અમારો બંનેનો પૈસો છાનોમાનો લઈ ગયો છે. વનદેવી મારી સાક્ષી છે. માટે જંગલમાં જઈ વનદેવીને સાંભળી સરકારે અમારો ન્યાય કરવો.

આમ ફરિયાદ કરી પાપબુદ્ધિ ઘેર આવ્યો. તેણે પોતાના બાપને સમજાવ્યો કે જંગલમાં એક શમીનું ઝાડ છે, તેની બખોલમાં તમારે ભરાઈ બેસવું. આ ખાડો કોણે ખાલી કર્યો છે, એમ ન્યાયાધીશ પૂછે ત્યારે તમારે ધર્મબુદ્ધિનું નામ દેવું.

ધર્મબુદ્ધિ ને પાપબુદ્ધિને લઈને ન્યાયાધીશ જંગલમાં ગયો. પાપબુદ્ધિના કહ્યા પ્રમાણે તેણે ઝાડ આગળ પૂછયું, આ ખાડો કોણે ખાલી કર્યો છે ?

શમીમાં ભરાએલો પાપબુદ્ધિનો બાપ બોલ્યો, ધર્મબુદ્ધિએ.

ન્યાયાધીશ ધર્મબુદ્ધિને શિક્ષા કરવા જતો હતો, એટલામાં ધર્મબુદ્ધિએ વિચાર કર્યો કે આ શું? હું પાપી નથી છતાં મારે માથે આમ પાપ કોણ ઓરાઢે છે? ઝાડમાં કોઈ ભરાયું તો નથી? ન્યાયાધીશની રજા માગી તેણે તે ઝાડ સળગાવ્યું. જેવું તે ઝાડ સળગ્યું કે તરત બળવાની બીકથી પાપબુદ્ધિનો પિતા તેમાંથી બહાર નીકળ્યો.



આ રીતે આખરે પાપબુદ્ધિનું જુઠાણું જાહેર થયું ને તેને ઘટતી શિક્ષા થઈ. ખાડો ખોદે તે પડે.

# પાઠ ૨૩મો

## દશેરાની સવારી

આસો સુદ દસેમના દિવસને દશેરા કહે છે. હિંદુઓનો એ મોટો તહેવાર છે. એ દહાડે હિંદુઓ શમીને પૂજે છે ને રાજાઓ સવારી કાઢે છે.

દશેરાને દહાડે વડોદરામાં ગાયકવાડ સરકારની મોટી સવારી નીકળે છે. એ સવારી ઘણી દબદબા-ભરેલી હોય છે, તેથી ઠામઠામથી વડોદરામાં સવારી જોવા લોકો ભેગા થાય છે.

સવારી રાજમહેલ આગળથી નીકળી શમીના ઝાડની પૂજા કરવા જાય છે. મોખરે ઘોડેસવારોનું લશ્કર



ઘોડેસવારનું ચિત્ર

ચાલે છે. તેની પાછળ સોનારૂપાની તોપો હોય છે. જુઓ આપેલાં ઘોડેસવાર ને તોપોનાં ચિત્રો.



તોપોનું ચિત્ર

તોપની પાછળ ખાસપાગાનાં નગારખાનાં, શરણાઈ, વગેરે આવે છે. તેની પાછળ રાજ્યનો ઝરીનો વાવટો ખાસ શણગારેલા હાથી પર હોય છે ને તેની આગળ-પાછળ હજુરાત પાગાના સવાર ને સિલેદાર હોય છે. ત્યાર પછી રાજ્યના મુખ્ય અમલદારો ને રાજકુટુંબનાં માણસો હાથી પર રૂપાની અંબાડીમાં બેઠેલાં હોય છે. તેની પાછળ પાયદળ લશ્કર, દિલ્હીનો વાવટો, મહારાજાના અંગરક્ષક, ને બાકીનું લશ્કર આવે છે. છેવટે,

શ્રીમંત ગાયકવાડ સરકાર પોતે શણગારેલા હાથી પર સોનાની અંબાડીમાં બિરાજે છે. એજ અંબાડીમાં એમની પાછળ દીવાન સાહેબ હોય છે. છેલ્લું રાજ્યનું નગારૂં ને તેનાં માણસ હોય છે. મહારાજા સાથે રેસિડંટ હોય છે. અંગ્રેજ લશ્કર તરફથી મહારાજાને તોપોનું માન આપવામાં આવે છે.

સવારી જોનારને વડોદરા રાજ્યની સત્તાનો ખ્યાલ આવ્યા વિના રહેતો નથી.

ભાદરવા મહીનામાં ગણપતિચોથે ઇંદુમતી મહેલમાં ગણપતિની સ્થાપના મોટા ઠાઠથી થાય છે. અનંત-ચૌદસે મોટી સવારી નીકળે છે. ગણપતિની મૂર્તિને



ગણપતિની પાલખીનું ચિત્ર

વારસીઆના તળાવમાં પધરાવવામાં આવે છે.

દક્ષણી લોકો ગણપતિનો ઉત્સવ બહુ ભભકાથી કરે છે. ઘેરઘેર ગણપતિની મૂર્તિ બેસાડે છે ને ત્યાં મંડળીઓ ભરાય છે.

---

# પાઠ ૨૪મો

## ધણિનું ધાર્યું થાય.

### દોહરા

માણસ જાણે મેં કર્યું, મન મિથ્યા મલકાય;
નરનાથી શું નીપજે, ધણિનું ધાર્યું થાય. ૧
વહાણ ચડિને વાણિયા, ધન લેવાને ધાય;
લાવે કે આવે નહીં, ધણિનું ધાર્યું થાય. ૨
કર્તાની કરુણા વિના, કશું કરી ન શકાય;
ધરી રહે સૌ ધારણા, ધણિનું ધાર્યું થાય. ૩
ભાણે ભરિયાં ભોજનો, જમ્યા વિના રહિ જાય;
આશા અંતરમાં રહે, ધણિનું ધાર્યું થાય. ૪
અરે અલ્પબળ આદમી, ફોકટ શિદ ફૂલાય;
દુનિયામાં દલપત કહે, ધણિનું ધાર્યું થાય. ૫

દલપતરામ

---

# પાઠ ૨૫મો

## નમનતાઈ રાખો.

રશિયાનો શહનશાહ એલેક્ઝાન્ડર એક વાર પશ્ચિમ રશિયામાં મુસાફરી કરતો હતો. ફરતાં ફરતાં તે એક નાના ગામ આગળ આવ્યો. ત્યાં તેને ઘોડા બદલવાના હતા ને તે ગામ તેણે જોયું નહોતું. તેથી તે ગામમાં ફરવા નીકળ્યો.

તે વખતે તેણે સાદો લશ્કરી પોષાક પહેર્યો હતો. તેથી તે શહનશાહ છે એમ કોઈ પારખે એમ નહોતું. ફરતાં ફરતાં તે રસ્તાને છેડે આવ્યો. ત્યાં રસ્તો બે બાજુએ ફંટાતો હતો; એક જમણી પાસ ને બીજી ડાબી પાસ. હવે આગળ જમણી તરફ વળવું કે ડાબી તરફ તેની તેને ખબર ન પડી.

ત્યાં એક ઘરને બારણે એક સિપાઇ ઊભો હતો. તેની પાસે જઈ શહનશાહે પોતાને જે ગામ જવું હતું તેનો રસ્તો પૂછ્યો. સિપાઇ મોંમાં બીડી ઘાલી સત્તાના દમામમાં અક્કડ થઈને ઊભો હતો. તેને લાગ્યું કે આવો એક સાદો સાધારણ મુસાફર મારા જેવાને પૂછવાની હિંમત ધરે એ કેવું વિચિત્ર! સફાઇથી મગરૂરીમાં તેણે જવાબ આપ્યો, જમણી તરફ.

શહનશાહે કહ્યું, જરા માફ કરજે, ભાઈ. એક તસ્દી આપું?



સિપાઇએ કહ્યું, શું છે? બોલ.

શાહનશાહે પૂછ્યું, લશ્કરમાં આપ કઈ પાયરી પર છો?

સિપાઇએ કહ્યું, તું શું ધારે છે? એમ કહી બે-દરકારીથી એણે બીડીનો ધુમાડો ઉડાવ્યો.

શાહનશાહ આ મગરૂરીથી અચંબો પામ્યો, અને એણે કહ્યું, શું, નાયક છે?

નહિ, તેથી ઊંચો.

હવાલદાર ?

અરે નહિ, હજી ઊંચો.

ત્યારે શું જમાદાર છે?

હા, હવે ખરૂં ધાર્યું.

આમ જવાબ દઈ જમાદારે પૂછયું, મને તેં પૂછયું ત્યારે તારી પાયરી તો કહે.

શાહનશાહે કહ્યું, તું શું ધારે છે ?

નાયક ?

નહિ, ઊંચો.

હવાલદાર ?

નહિ, તેથી ઊંચો.

ત્યારે શું, તું જમાદાર છે ?

ના, ભાઈ, હજી ચઢતો. હજી તો બહુજ ઊંચો છું.

મોંમાંથી બીડી કાઢી નાખી જમાદારે પૂછયું, શું આપ સેનાપતિ છો ?

ના, હજી ચઢતો છું.

આ સાંભળી જમાદારનું મોં ફિકકું પડચું, ને ધીમે ધ્રૂજતે સાદે તેણે પૂછયું, શું આપ સાહેબ શાહનશાહ છો?

હા, ખુદ શાહનશાહ.

આ વાકય સાંભળી જમાદાર જડ જેવો, ભયથી સજ્જડ થઈ ગયો ને એક ક્ષણમાં હાથે ને પગે પડી,

મને માફ કરો, મેં ભૂલ કરી, એમ બોલ્યો.

શહનશાહે કહ્યું, શા માંટે ? માફી માગવાનું કારણ નથી. મેં રસ્તો પૂછયો તે તેં બતાવ્યો. મારે તારો ઉપકાર માનવો ઘટે છે. એમ કહી તે ભલો શહનશાહ રસ્તે પડયો.

જમાદાર તે દિવસથી નમનતાઈ શીખ્યો. ભવિષ્યમાં કોઈ પણ વખત ઉદ્ધત થવા એ ઉશ્કેરાતો તે વખતે શહનશાહની છબી એની નજર આગળ ખડી થતી ને હમેશાં એને આડે માર્ગે જતાં અટકાવતી. ફરી આખી જિંદગીમાં એ ઉદ્ધત બન્યો નહિ.

---

## પાઠ ૨૬મો

### શ્રવણ

યજ્ઞદત્ત નામે એક બ્રાહ્મણ હતો. તેને સુશીલા નામે પત્ની હતી. બંને આંધળાં હતાં. તેમને શ્રવણ નામે પુત્ર હતો.

શ્રવણ માબાપની સારી રીતે ચાકરી કરતો હતો. ઘડપણમાં માબાપને યાત્રાએ જવાનું મન થયું. શ્રવણે તેમને કાવડમાં બેસાડયાં ને કાવડ ખાંધ પર ચઢાવી એ તેમને યાત્રાએ લઈ ગયો. ધન્ય છે એ પુત્રને કે માબાપની એણે ઉત્તમ સેવા કરી !



રસ્તામાં માતાને તરસ લાગી. માબાપને એક જગાએ મૂકી શ્રવણ પાણી શોધવા ગયો. એ આઘે ગયો ત્યારે એને એક તળાવ જડયું. એ તળાવમાં એણે ઘડાથી પાણી ભરવા માંડયું. પાણી ભરાતું ગયું તેમ તેમ ઘડામાંથી ભટુક ભટુક એમ અવાજ થતો ગયો.

હવે આ વખતે એક બીજી પણ વાત બની હતી. દશરથ રાજા શિકારે નીકળ્યા હતા. દૂરથી આ ભટુક ભટુક અવાજ સાંભળ્યો ત્યારે તેમને એમ લાગ્યું કે આ કોઈ પાણી પીતા હરણનો અવાજ છે. એ સાંભળી અવાજની બાજુ તરફ તેમણે બાણ માર્યું. એ બાણ કમનસીબે શ્રવણને વાગ્યું.

રાજા જઈને જુએ છે તો ઘડા પર શ્રવણ પડેલો છે ને એના હૃદયમાંથી લોહી વહ્યું જાય છે. રાજા ઘણા દિલગીર થયા. મરતાં મરતાં શ્રવણે કહ્યું, મારાં માબાપને પાણી પાઓ.

પણે શ્રવણનાં માબાપ શ્રવણની વાટ જોયાંજ કરતાં હતાં. શ્રવણને બદલે દશરથે તેમને પાણી આપ્યું. દશરથે કહ્યું, લો, માતાજી, પાણી પીઓ. આ સાદ મારા શ્રવણનો નથી, પણ બીજા કોઈનો છે, એમ માજીએ તરત પારખ્યું. તેમણે પૂછ્યું કે તું કોણ છે? રાજાએ કહ્યું, હું દશરથ છું. મેં ભૂલથી શ્રવણને બાણ માર્યું ને એ મરી ગયો છે.

આ સાંભળતાંજ માજી બેભાન થયાં ને યજ્ઞદત્ત છાતીફાટ રડવા મંડયા. તેમણે કહ્યું, અરે દશરથ! તેં શું કર્યું? અમને અમારા પુત્રો પાસે લઈ જા.

કાવડ ઉપાડી દશરથ બંનેને શ્રવણના મુડદા આગળ લઈ ગયા. માતપિતા મુડદાને અડકી ઘણાંજ છાતી-

ફાટ રડયાં. શ્રવણ! ભાઈ શ્રવણ! અમારા જીવ! તને શું થયું? એમ કહી તેમણે ઘણુંજ કલ્પાંત કર્યું. બિચારાં આંધળાંનું રત્ન હતું ન હતું થયું. અફસોસ!

દશરથે કહ્યું, હું તમારી સેવા કરીશ. જેમ શ્રવણ તમારી ચાકરી કરતો હતો તેમજ હું કરીશ. ગભરાઓ મા.

ઘરડાં માબાપને આથી શાંતિ વળી નહિ. દુઃખથી બંને ઘણાંજ ઉશ્કેરાયાં હતાં. તેથી તેમણે દશરથને શાપ દીધો કે હે રાજા! જેવી રીતે અમે અમારા પુત્રના વિજોગથી ઝૂરી ઝૂરીને મરીએ છીએ, તેવી રીતે તું પણ પુત્રના વિજોગથી મરજે. એમ કહી તે બિચારાં મરી ગયાં.

દશરથ રાજાને એ કકળતાં હૃદયોનો શાપ પૂગ્યો. દશરથ પણ હે રામ! હે રામ! એમ કરતા, રામના વિજોગથી ઝૂરી ઝૂરીને મરણ પામ્યા.

---

## પાઠ ૨૭મો

### હોળી

હોળી ફાગણ સુદ પુનેમે આવે છે. એને હુતાશની પણ કહે છે. હિંદુઓનો એ મોટો તહેવાર છે.

તે દિવસે બાળકો નગારાં વગાડે છે; લોકો ગાવા-બજાવવામાં, ને રંગગુલાલ છાંટવામાં આનંદ માને છે, ને મશ્કરી કરવાની છૂટ મૂકવામાં આવે છે.



સાંજે ચકલે ચકલે ને પોળોને નાકે કે ચોગાનમાં હોળી પ્રગટાવવામાં આવે છે. લોકો હોળીની પૂજા કરે છે; તેમાં ધાણીચણા, આંબામોર, ને નાળિયેર વધાવે છે; ને તેની પ્રદક્ષિણા ફરે છે. આખો દહાડો ભૂખ્યા રહેલા લોકો આવી રીતે હોળીની પૂજા કર્યા પછી જમે છે.

સ્થળે સ્થળે લોકો લાકડાં, છાણાં, ને બાળવાની વસ્તુઓના ઢગલા કરી તેને સળગાવી મૂકે છે, તેનું કારણ શું? એ જાણવાલાયક છે. એ સંબંધમાં નીચે મુજબ વાત જાણવા જેવી છે.

પૂર્વે ઢૂંઢા નામની એક રાક્ષસી હતી. તેણે ખૂબ તપ કરી શિવને રીઝવ્યા. તેથી શિવ પ્રસન્ન થયા. શિવે તેને કહ્યું, કે જે માગવું હોય તે માગ, હું તને તે આપીશ.

તેણે કહ્યું કે હું કોઇ ને પણ હાથે મરૂં નહિ એવું મારે જોઈએ છે. શિવે કહ્યું, ઠીક, તેમ થશે.

આમ બન્યા પછી આ રાક્ષસી કોઈને પત કરતી નહોતી. બધા એનાથી કંટાળ્યા. ત્યારે એને મારવા માટે વશિષ્ઠ ઋષિએ યુક્તિ કરી. તેમણે કહ્યું કે લાકડાંનો એક ઢગલો કરો. પછી તે ઢગલામાં, ઢુંઢાનો આકાર બનાવી, બાળી મૂકો. તે આકારને બાળતાં બાળતાં છોકરાંઓએ નઠારા શબ્દો બોલી તેને ચિડવવી. આમ થશે એટલે તે જાતેજ બળી મરશે. પછી બધાએ તેમ કર્યું, એટલે રાક્ષસી અકળાઈ ને તેણે પોતાનો જીવ આપ્યો.

આ રાક્ષસીનું બીજું નામ હોડા અથવા હોલિકા હતું.

---

## પાઠ ૨૮મો

### મા તરફ ફરજ

બાળક નાનું હોય છે ત્યારે તેની કોણ દરકાર લે છે? મા. તે રડે છે ને દુઃખ પામે છે ત્યારે તેના દુઃખથી કોણ દાઝે છે? મા. પોતાના સુખનો ત્યાગ કરી તેના સુખ માટે હમેશાં કોણ ચીવટ રાખે છે? મા.

મા જેમ બાળક માટે ફીકર રાખે છે, તેમ બાપ, મામા, માસી, મોટાં ભાઈબેન ને બીજાં સગાં પણ રાખે છે. તોપણ રાતદિવસ માને બાળક માટે જેટલી

મહેનત પડે છે તેટલી બીજા કોઈને નથી પડતી. મા તરફથી બાળક જેટલું શીખે છે, તેટલું બીજા કોઈ તરફથી શીખતું નથી.

માને દરેક બાળક ચહાય છેજ. માનો ઉપકાર કોઈ દિવસ ભુલાય નહિ એવો છે. બાળકો, તમે હમેશ મા તરફ વહાલ રાખજો. તે કહે તેમ કરજો. તેને રાજી રાખજો. તેમાંજ તમારૂં ભલું થશે.

સિકંદર નામે એક મહાબળવાન્ બાદશાહ હતો. તેને પોતાની મા પર બહુ સ્નેહ હતો. તે દેશો જીતવા જતો ત્યાંથી જે જે શોભિતી ચીજ તેને હાથ આવતી તે પોતાની માને ભેટ મોકલતો. માને તે આવી રીતે રાજી કરતો પણ માનો સ્વભાવ વિચિત્ર હતો. દીકરાની ગેરહાજરીમાં દીકરાના રાજ્યની બાબતમાં તે ખટપટ કરતી. તે વિષે તેનો પ્રધાન ફરી ફરી તેને ફરિયાદ કરતો.

એક વાર પ્રધાને સિકંદરની માની ખટપટની બાબતમાં ઉપરા ઉપરિ કાગળો લખી સિકંદરને સખ્ત શબ્દોમાં ફરિયાદ કરી. સિકંદર દુનિયાનો રાજા હતો ,પણ તેની માનો તે પુત્રજ હતો. તે ગમે તેવો મોટો હતો, છતાં મા આગળ પોતાને નાનોજ માનતો હતો; તેથી ચિડ-વાઈને પ્રધાનને તેણે ઉત્તર આપ્યો, હે પ્રધાન, તને ખબર નથી કે મારી માના આંખનું એકજ આંસુ તારા છસેં કાગળો ધોઈ નાખવાને બસ છે. મા તરફ કેવો આબાદ સ્નેહ !

# પાઠ ૨૯મો

## સારૂં કામ

### ઉપજાતિ

અરે રુડો માનવ દેહ આવ્યો,
બહૂ પ્રતાપી પ્રભુએ બનાવ્યો;
તમે વિચારો હિત જો તમારૂં,
કરો કરો કાંઇક કામ સારૂં. ૧

ન કાઢશો કાળ કદી નકામો,
પરોપકારી શુભ નામ પામો;
ઠગાઇથી નામ ઠરે નઠારૂં,
કરો કરો કાંઇક કામ સારૂં. ૨

સુકીર્તિનો સ્વાદ સદૈવ ચાખો,
આ લોકમાં નામ અખંડ રાખો;
તો વાગશે નિર્ભયનું નગારૂં,
કરો કરો કાંઇક કામ સારૂં. ૩

જગત્પતીને પ્રિય કામ જે છે,
આ લોકમાં ઉત્તમ કામ એ છે;
બિજું બધું માલ વિના બિચારૂં,
કરો કરો કાંઇક કામ સારૂં. ૪

મહીપતીઓ પણ રાજ મેલી,
ખપી ગયા ભૂ પર ખેલ ખેલી;

વિશેષ શું વર્ણન હું વધારૂં,
કરો કરો કાંઇક કામ સારૂં. ૫

મનુષ્યકાયા નથિ મોજ માટે,
ઘડી નથી તે પશુપક્ષિઘાટે;
અખંડ સ્વર્ગે સુખ આપનારૂં,
કરો કરો કાંઇક કામ સારૂં. ૬

દલપતરામ

---

## પાઠ ૩૦મો

### ઈદ

મુસલમાનોમાં સહુથી મોટો તહેવાર બકરી ઈદનો છે. 'ઈદ' એટલે ફરીથી આવનાર. વરસમાં એ તહેવાર બે વાર આવે છે. એ ખુશીનો દિવસ છે. ફારસીમાં એવી કહેવત છે કે 'રોજ ઈદ નથી કે કોઈ હલવો ખાય'.

ઝિલ્હજ મહીનો મુસલમાની વરસનો છેલ્લો મહીનો છે. એ મહીનો મક્કાની હજ્જ કરવાનો છે. એ મહીનાની નવમી તારીખ હજ્જનો દિવસ છે. ઝિલ્હજ મહીનાની દસમી તારીખે આ તહેવાર આવે છે. જ્યાં જ્યાં મુસલમાન લોક વસે છે ત્યાં ત્યાં તેઓ આ તહેવાર બહુ ધામધૂમથી પાળે છે.

ઇબ્રાહીમ પોતાના પુત્ર ઇસ્માઇલને ખુદાને અર્પણ કરવા તૈયાર થયા, તેની યાદગીરીમાં આ ઉત્સવ ઉજવાય છે. કુરાનમાં એ વિષે નીચે પ્રમાણે હકીકત છે:—

“ઇબ્રાહીમે પોતાના પુત્રને કહ્યું, હે પુત્ર, મારે તારો વધ કરી ખુદાને અર્પણ કરવો એવું મને સ્વપ્નું આવ્યું છે. મારે શું કરવું, તારા અભિપ્રાય વિષે તું વિચાર કર. પુત્રે કહ્યું, તમને ખુદા તરફથી આજ્ઞા થઈ હોય તે પ્રમાણે તમે કરો. ખુદાની કૃપાથી તમે જોશો કે હું ધીરજવાન્ છું. જ્યારે બંને ઈશ્વરની ઇચ્છાને તાબે થયા અને ઇબ્રાહીમે પુત્રને ઊંધો સુવાડ્યો ત્યારે અમે તેને કહ્યું, હે ઇબ્રાહીમ, હવે તેં સ્વપ્નને સત્ય કર્યું છે. અમે આ પ્રમાણે પુણ્યશાલીને બદલો આપીએ છીએ. ખરેખર, આ એક ખુલ્લી કસોટી હતી. તેને બદલે એક ઉત્તમ પ્રાણી અર્પી અમે તેને છૂટો કર્યો. આવતા જમાનાના લોકો તેને આવી રીતે નમશે કે પ્રભુ તને શાંતિ આપો !”

આ ઉપરથી હઝરત મુહંમદ પેગંબરે એવી આજ્ઞા કરી છે કે પાક મુસલમાનોએ ઝિલ્હજ મહીનાની દસમી તારીખે ખુદાને પોતાની ગુંજાશ પ્રમાણે કોઈ જાનવર અર્પણ કરવું.

વિધિ થઈ રહ્યા પછી લોકો આખો દિવસ આનંદમાં ગાળે છે. તેઓ ઉત્તમ પોષાક પહેરે છે, એક બીજાને

મળવા જાય છે, ગરીબને સખાવત કરે છે, અને એ રીતે આખો દહાડો મોજશોખમાં ગાળે છે.

બીજી ઈદ રમજાન મહીનાના અપવાસની પછી શવ્વાલ મહીનાને ૧લે દહાડે આવે છે. લાંબો અપવાસ કર્યા પછી થોડા દિવસ આરામ ને આનંદની જરૂર છે. તુર્કસ્તાનમાં આ ઉત્સવ ત્રણ દિવસ અને ઇરાનમાં પાંચછ દિવસ પળાય છે.

એ દિવસે ઈદ્‌ગાહમાં જતા પહેલાં મુસલમાન લોકો ગરીબને દાન આપે છે. ઈદ્‌ગાહ એ આ ઉત્સવને દહાડે બંદગી કરવાની ખાસ જગા છે. પછી તેઓ ઉત્સવનો વરઘોડો કાઢે છે. મિત્રો એકબીજાને મળીને મુબારકબાદી આપે છે. ગાયન, મિજલસ, નાચ, અને એવી મોજમઝામાં મુસલમાનો આખો દિવસ પસાર કરે છે.

---

## પાઠ ૩૧મો

### અનાજ, ભાગ ૧લો

શિક્ષક—અનાજ તો તમે જોયાં છે. ભાઈ, વનમાળી, તું અનાજનાં નામ દે.

વનમાળી—સાહેબ, ઘઉં, બાજરી, જુવાર, ચોખા, ને દાળ.

શિક્ષક—ચણા, વાલ, અડદ, મગ, વટાણા, ચોળા, મઠ,

એ પણ અનાજ છે. એ કઠોળ કહેવાય છે. દાળ શેની શેની થાય છે ?

છગન—સાહેબ, તુવેરની, ચણાની, મગની, અડદની, અને વાલની.

શિક્ષક—ઠીક. બધાં કઠોળની દાળ થાય છે. બાજરી ને જુવાર એ ગરીબ લોકોનો ખોરાક છે. બાવટો, કોદરા, કાંગ, ચીણો, અને બંટી, એ હલકાં અનાજ છે. એથી ગરીબનું પોષણ થાય છે. ઘઉં ક્યારે વવાય છે તે જાણો છો ?

મગન—સાહેબ, શિયાળામાં.

શિક્ષક—ઉત્તર હિંદુસ્તાન, પંજાબ, ને જોડીઆ પ્રાંતમાં ઘઉં પુષ્કળ થાય છે. અનાજ વાવતા પહેલાં જમીન ખેડવી પડે છે. ખેડુત જમીન શેણે ખેડે છે ?

રણછોડજી—સાહેબ, હળ વડે.

શિક્ષક—હળ વડે જમીન ખેડી તેમાં ચાસ પાડે છે. પછી એમાં અનાજની ઓરણી કરે છે. તમે ઘઉંનો છોડ જોયો છે ?

છોકરાં—હા, જી. એ છોડ પીળો હોય છે. એને કણસલાં કે ડુંડાં આવે છે, તેમાં ઘઉંના દાણા હોય છે.

શિક્ષક—બરાબર. એ છોડ એક જાતનો ઘાસનો છોડ



છે. એ પાકે છે ત્યારે પીળો થાય છે. એ ચારેક ફૂટ ઊંચો હોય છે. દરેક થડને છેડે એકેક કણસલું હોય છે, તેમાં ઘઉંના દાણા હોય છે. એ દાણાની આસંપાસ છોતરાં હોય છે. એ છોડનું થડ પોલું હોય છે.

---

## પાઠ ૩૨મો

### અનાજ, ભાગ ૨જો

શિક્ષક—કાલે, તમને ઘઉંના છોડ વિષે શિખવ્યું. ઘઉંના દાણા શેમાં હોય છે ? ઇબ્રાહીમ, તું બોલ.

ઇબ્રાહીમ—સાહેબ, કણસલામાં.

શિક્ષક—બરાબર. ચોખા શેમાંથી નીકળે છે, તે જાણો છો ?

મકનજી—હા, જી. ડાંગેરમાંથી.

શિક્ષક—ખરી વાત. ડાંગેરના છોડને ખૂબ પાણી જોઈએ છે. બંગાળા, બિહાર, બ્રહ્મદેશ, મદ્રાસ, અને દક્ષિણમાં ડાંગેરનો પાક પુષ્કળ થાય છે. એક ફૂટ ઊંચો થાય છે ત્યારે એ છોડને મૂળથી ઉખેડી નાખવામાં આવે છે. એને ધરૂ કહે છે. પછી એ ધરૂને તૈયાર કરેલા ક્યારામાં રોપવામાં આવે છે. થોડા દહાડા રહીને ધરૂ ક્યારડામાં મૂળ ઘાલી ઊગવા માંડે છે. એ ધરૂને ડૂબી



જાય એટલું પાણી જોઈએ છે. ખેડનાર ને તેના બળદને ઘણી વાર ઘુંટણપૂર પાણી ને કાદવમાં ફરવું પડે છે. ધરૂ એટલે શું તે હવે સમજ્યા ?

છોકરાં—હા, જી. ડાંગેરના નાના છોડને ઉખેડી બીજે ઠેકાણે રોપે છે, એ છોડ ધરૂ કહેવાય છે.

શિક્ષક—બરાબર. દિવસે દિવસે ધરૂ મોટા થાય છે. એ પાંચછ ફૂટ ઊંચા થાય છે. બે મહીના રહીને એ છોડ કાપણી કરવા લાયક થાય છે. એના દરેક સાંઠાને પચાસસાઠ દાણા આવે છે. એની કાપણી શેણે કરે છે, તે જાણો છો ?

ભિખાજી—હા, જી. દાંતરડા વડે.

શિક્ષક—ખરી વાત. દાંતરડા વડે છોડા કાપી એક ઠેકાણે એકઠા કરે છે. એ પૂળા પર બળદ ફેરવે છે, એટલે નકામું ઘાસ છૂટું પડી જાય છે ને ડાંગેર રહે છે.

---

# પાઠ ૩૩મો

## પાણી પ્હેલી ચણિયે પાળ.

### ચોપાઈ

કરિયે દિવસે એવું કામ, રાતે રહિયે કરી વિરામ;
સાલે નહિ અંતરમાં સાલ, પાણી પ્હેલી ચણિયે પાળ. ૧

લાગે જ્યારે ઘરમાં લ્હાય, ખોદે કૂવો નહિ ખોદાય;
સદા પ્રથમ કરિયે સંભાળ, પાણી પ્હેલી ચણિયે પાળ. ૨

શીઆળે રજનીને અંત, ટાઢ પડે તે તો અત્યંત;
તેજ વખત ન વણાયે શાલ, પાણી પ્હેલી ચણિયે પાળ. ૩

ઉનાળે વનમાં આથડે, પછી પુરો તડકો ત્યાં પડે;
ત્યાં ન મળે છત્રીનો તાલ, પાણી પ્હેલી ચણિયે પાળ. ૪

રગ રગમાં રૂંધાણો રોગ, જાય નહીં ઓસડ સંજોગ;
કરિયે આગળથીજ નિકાલ, પાણી પ્હેલી ચણિયે પાળ. ૫

દલપતરામ

---

## પાઠ ૩૪મો

### શરીરનું સુખ

દુનિયામાં બધાં સુખોમાં શરીરનું સુખ મોટામાં મોટું છે. ગમે તેટલા પૈસાટકા હોય, ગમે તેટલા ચાકરનફર ખિજમત ઉઠાવવા ખડા રહેતા હોય, તોપણ એ વૈભવ શરીરના સુખ વગર સારો લાગતો નથી. ખાવાપીવામાં, પહેરવાઓઢવામાં, ફરવાહરવામાં, અને બીજા દરેક કામમાં શરીર નીરોગી હોય તોજ આનંદ લાગે છે. તબીઅત ઠીક ન હોય તો કશું રુચતું નથી.

એ સુખ મેળવવું ઘણે દરજ્જે આપણા પોતાના હાથમાં છે. શરીર એક સંચા જેવું છે. સંચો જેમ

સાચંવીએ તેમ સારો રહે છે. આપણે એને દરરોજ વખતસર ચલાવી જેટલું કામ એ આપી શકે તેટલુંજ કામ એની પાસે લઈએ અને એમાં થતો ઘસારો પૂર્યા કરીએ, તો એ લાંબો વખત ટકે છે. એજ પ્રમાણે આપણે દરરોજ શરીરને યોગ્ય કસરત અને યોગ્ય આરામ આપતા જઈએ, તો આપણું શરીર સારૂં રહે છે અને એને ઘણુંખરૂં રોગ નડતો નથી.

શરીરે સુખી રહેવું હોય તો આપણે ખાવાપીવામાં નીમ રાખવો જોઈએ. ખોરાકને હજમ કરવા દરરોજ શરીરને કસરત આપવી જોઈએ. તાજી હવામાં દરરોજ થોડો વખત ફરવું જોઈએ. દરરોજ નાહીધોઈ શરીર સ્વચ્છ રાખવું. સ્વચ્છ કપડાં પહેરવાં. ઘરમાં ને ઘરની આસપાસ સ્વચ્છતા રાખવી. નિયમસર દરરોજ વહેલાં સૂવું ને વહેલાં ઊઠવું.

આપણે જેટલો ખોરાક પચાવી શકીએ તેટલોજ ખોરાક ખાવો. પેટ ભરાય છે તેની દરેક માણસને ખબર પડે છે. માટે ખાવામાં લહેજત પડે તો વધારે ખાઈ તબીઅત બગાડવી નહિ. જે દરરોજ રુચિ પ્રમાણે ખોરાક લે છે અને જેને દરરોજ પેટ સાફ આવે છે તેની તબીઅત એકંદર સારી રહે છે.

---

# પાઠ ૩૫મો

## પતેતી

પારસી લોકોનો મુખ્ય તહેવાર પતેતી છે. એ એમના બેસતા વરસનો પહેલો દહાડો છે. જેવું હિંદુ-ઓને નવું વર્ષ તેવો પારસીઓને પતેતીનો ઉત્સવ છે. એ ફરવરદીન માસનો પહેલો દિવસ છે.

પારસીઓમાં બે પંથ છે; કદમી અને શહનશાહી. કદમીઓમાં પતેતીનો દિવસ શહનશાહીઓના કરતાં એક મહીનો વહેલો આવે છે.

શહનશાહીઓ એમ માને છે કે એકસો ને વીસ વર્ષે કબીસો કરવાનું ( એક અધિક માસ પાળવાનું ) ઝરથુસ્ત ધર્મમાં લખ્યું છે. જ્યારે મુસલમાનોના જુલમને લીધે તેમને ઇરાન છોડવું પડ્યું અને હિંદુસ્તાનમાં આવતા પહેલાં તેઓ ખોરાસાનમાં રહ્યા ત્યારે તેમણે કબીસો કર્યો હતો. પણ હિંદુસ્તાન આવ્યા પછી તેમણે કબીસો કરવાનો રિવાજ બંધ કર્યો હતો. આથી તેમનું નવું વર્ષ કદમીઓ કરતાં એક માસ મોડું આવે છે. કદમીઓ કહે છે કે કબીસો કરવાનું ઝરથુસ્ત ધર્મમાં નથી.

'પતેતી' શબ્દનો અર્થ પસ્તાવામાં પડેલો એવો થાય છે. ગયા વર્ષમાં જે પાપ થયાં હોય તેમાંથી છૂટકારો માગવા પારસીઓ બેસતે વર્ષે અહુરમઝદની પ્રાર્થના કરે છે.

આ ઉજમાળે દિવસે પારસીઓ હમેશના કરતાં વહેલા ઊઠે છે, નાહીધોઈ ચોકખા થાય છે, અને સફેદ પોષાક પહેરી અહુરમઝદની પ્રાર્થના કરે છે કે તું અમારા પર દયા કર. પ્રાર્થનાની શરૂઆતમાં તે ઈશ્વરની અગાધ શક્તિની સ્તુતિ કરે છે, કીધેલાં પાપો માટે ક્ષમા માગે છે, અને આતશબહેરામમાં સુખડ ચઢાવે છે. વાએજ પૂરી થયે તેઓ અધ્યારૂઓને ને ગરીબોને દાન આપે છે.

બાકીનો દિવસ પારસીઓ ખુશાલીમાં ગાળે છે. તેઓ મિત્રોને મળે છે અને નવા વર્ષની મુબારકબાદી આપે છે.

આ પ્રમાણે પતેતીનો તહેવાર હિંદુઓના બેસતા વર્ષના તહેવાર જેવો છે અને બંને કોમો સરખી રીતે ખુશાલીમાં અને પ્રભુપ્રાર્થનામાં ગાળે છે.

---

## પાઠ ૩૬મો

### ગંગદત્ત અને પ્રિયદર્શન, ભાગ ૧લો

એક કુવામાં ગંગદત્ત નામનો દેડકો રહેતો હતો. એને એનાં સગાંવહાલાંની સાથે વેર હતું. વેર વાળવાની એને ઘણી ઇચ્છા થઈ. વેરને લીધે પ્રાણિમાત્ર અક્કલ ખોઈ બેસે છે ને ન કરવાનું કરે છે. ગંગદત્તે વિચાર્યું કે

આપણને જે દુઃખ દે તેને દુઃખ દેવું એ બહાદુરીનું કામ છે. હું મારાં સગાંવહાલાંનું વેર વાળું ત્યારેજ ખરો.

હવે વેર કેવી રીતે વાળવું એનો ગંગદત્ત વિચાર કરતો હતો. એટલામાં એણે એક સાપને જોયો. એ સાપનું નામ પ્રિયદર્શન હતું. તરત એને યુક્તિ સૂઝી કે શત્રુની મદદથી શત્રુને મારવા. કહ્યું છે કે

અનુષ્ટુભ્

દુઃખ દેનાર કાંટાને, કાંટાથી જેમ કાઢિયે;
દુઃખ દેનાર શત્રૂને, શત્રુથી તેમ મારિયે.

આમ વિચારી પેલા સાપને એણે બૂમ પાડી કે હે ભાઈ, આમ આવ. સાપે પૂછ્યું, તું કોણ છે ? શા માટે મને બોલાવે છે ? ઘાસને ને દેવતાને તે સોબત હોય !

ગંગદત્તે કહ્યું કે હું તારી દોસ્તી શોધું છું. સ્વભાવથી તું મારો વેરી છે ખરો, પણ જ્યારે જીવ કે પૈસાનું રક્ષણ કરવું હોય ત્યારે પ્રાણિમાત્ર દુશ્મનને પણ શરણે જાય છે. તે પ્રમાણે હું તારે શરણે આવ્યો છું. મારે મારાં સગાંવહાલાં સાથે વેર બંધાયું છે. આ કુવામાં એક દર છે. તેમાં તું રહે ને મારા વેરીઓનું ભક્ષણ કર.

પ્રિયદર્શને વિચાર કર્યો કે હું ઘરડો થયો છું ને મહા-મહેનતે એકાદ ઉંદર કોઈ કોઈ વાર મારી શકું છું. તો આ દુષ્ટ દેડકો મારી મદદ માગે છે, તેમાં મને લાભજ છે. રોજરોજ એનાં દુશ્મન સગાંનું મને ભક્ષણ મળશે

ને નિરાંતે મારૂં પેટ ભરાશે. આમ ધારી સાપ ખુશીથી ગંગદત્ત સાથે કુવામાં ગયો.

---

## પાઠ ૩૭મો

### ગંગદત્ત અને પ્રિયદર્શન, ભાગ ૨જો

ધીમેધીમે ગંગદત્તના બધા દુશ્મનોનો નાશ થયો ને સાપને ખાવાનું ખૂટ્યું. તે ગંગદત્તના છોકરાને ને છેવટે તેની પત્નીને પણ ખાઈ ગયો. હવે ગંગદત્ત એકલો રહ્યો. ત્યારે સાપે કહ્યું, ભાઈ, ગંગદત્ત, મને ભૂખ લાગી છે. કંઈ પણ ભોજન આપ.

ગંગદત્તે જોયું કે મારો વારો આવ્યો છે. હવે મારે યુક્તિથી નાસી જવું જોઈએ. એ બોલ્યો, ભાઈ! બીજા કુવામાં મને જઈ આવવા દે તો ત્યાંથી બીજા દેડકાઓને ફોસલાવી હું અહિં લઈ આવું.

સાપે કહ્યું, જા, ભાઈ, જા. તું મારો ભાઈ છે. તને કંઈ મારાથી ખવાય! તું બીજા દેડકાઓને લઈ આવે તો હું તને મારા પિતા જેવો ગણું.

ગંગદત્ત બીજા કુવામાંથી દેડકાઓ લાવવાને બહાને બહાર નીકળ્યો ને તે ગયો તે ગયો. ઘણી વાર થઈ, છતાં તે ન આવ્યો ત્યારે સાપે એક મગરીને કહ્યું, બેન, જરા મારૂં કામ તું નહિ કરે ? ગંગદત્તને જઈને કહે કે હે ભાઈ,

બીજા દેડકા ન આવે તો ઓછા. તું એકલો પાછો આવ. મને તારા વિના ગમતું નથી.

મગરીએ ગંગદત્તને પ્રિયદર્શનનો સંદેશો કહ્યો. ગંગદત્તે ઉત્તર આપ્યો કે

ભુખાળને પાપ ઘણાં સુઝે છે,
પૈસો જતાં સૌ ફુરતા ગ્રહે છે;
હે બેન, જા કહે જઈ સર્પને તું,
નહીં ફરી આવિશ કૂપમાં હું.

---

# પાઠ ૩૮મો

## દેખાદેખી

### દોહરો

દેખાદેખી જે કરે, વણ સમજ્યો તે વ્યર્થ;
વગર ભણ્યો લીટા લખે, એમાં ન મળે અર્થ. ૧

ઈશ્વરદત્તક ગુણ વિના, દેખાદેખિ ન થાય;
સોનું તરે ન જળ પરે, કાષ્ઠ થકીજ તરાય. ૨

જેનું કારજ જે કરે, બીજો કરે બગાડ;
તાળું ઉઘાડી નવ શકે, કડકા કરે કુહાડ. ૩

### ચોપાઈ

લાંબા જોડે ટૂંકો જાય, મરે નહીં પણ માંદો થાય;
તે માટે તક જોઈ તમામ, શક્તિ વિચારી કરિયે કામ. ૪

દેખાદેખી: સાધે જોગ, પડે પંડ કે વાધે રોગ;
ગણે મૂર્ખમાં સઘળું ગામ, શક્તિ વિચારી કરિયે કામ. ૫
શ્રીમંતો બહુ લાણાં લાહ્ય, ફૂલણજી દેખી ફૂલાય;
દુખે મરે ખરચીને દામ, શક્તિ વિચારી કરિયે કામ. ૬
નટ દોરે નાચે ને ફરે, જો બીજો જન એવું કરે;
જાય જરૂર તે જમને ધામ, શક્તિ વિચારી કરિયે કામ. ૭
સમજી લ્યો શીખામણ સાર, કહું છું સાચું કોટિક વાર;
દાખે મુખથી દલપતરામ, શક્તિ વિચારી કરિયે કામ. ૮

દલપતરામ

---

# પાઠ ૩૯મો

## શ્રીકૃષ્ણનું બાળપણ, ભાગ ૧લો

શ્રાવણ વદ આઠેમે હિંદુ લોકો મોટો ઓચ્છવ કરે છે. ઘેરે ઘેર શ્રીકૃષ્ણનાં ભજન ગવાય છે. મંદિરોમાં ઘણી શોભા થાય છે અને લોકોનાં ટોળે-ટોળાં દર્શન કરવા જાય છે.

એ આઠેમને દિવસે શ્રીકૃષ્ણ મથુરામાં જન્મ્યા હતા. ત્યાં કંસ રાજાનું રાજ્ય હતું. એ ઘણો ઘાતકી રાજા હતો. એણે પોતાના પિતા ઉગ્રસેનને ગાદી પરથી ઉઠાડી મૂક્યો હતો. એને દેવકી કરીને બેન હતી, તે વસુદેવને પરણી હતી. દેવકીનો આઠમો બાળક

તને મારશે એવી કંસને ખબર થઈ હતી. આથી તેણે દેવકી ને વસુદેવને કેદ કર્યાં હતાં.

શ્રાવણ વદ આઠેમે મધરાતે શ્રીકૃષ્ણ વસુદેવ ને દેવકીને ત્યાં જન્મ્યા.



એજ દિવસે ગોકુળમાં નંદ ને જસોદાને ઘેર પુત્રી અવતરી. કંસ કૃષ્ણને મારી નાખશે એવી બીકથી વસુદેવ તેમને લઈ જમના નદી ઓળંગી ગોકુળ ગયા. ત્યાં જસોદાની પાસે કૃષ્ણને મૂકયા અને તેની પાસે સૂતેલી પુત્રી લઇ લીધી. એમ કરી તેઓ છાનામાના મથુરામાં કેદખાનામાં પાછા ફર્યા. કન્યા રોવા માંડી એટલે ચોકીદારો જાગી ઊઠયા. કંસે જાણ્યું કે દેવકીને કન્યા આવી છે. ખબર થતાં વાર તે કેદખાનામાં ગયો અને દેવકીના હાથમાંથી તેણે કન્યા છીનવી લીધી. જેવો તે તેને પત્થર સાથે અફાળવા ગયો, તેવો તેણે અવાજ સાંભળ્યો કે મૂર્ખ! એને શું કામ મારે છે? તારો વેરી તો ગોકુળમાં જન્મ્યો છે. કંસે શરમાઈ દેવકી ને વસુદેવને છોડી મૂકયાં.

નંદને ઘેર શ્રીકૃષ્ણે ઘણી બાળલીલા બતાવી. એક દહાડો જસોદા માતા કૃષ્ણને ખોળામાં લઈ ઉમળકા-થી ધવડાવતાં હતાં, તેવામાં તેમના મોંમાં તેમણે પૃથ્વી, આકાશ, ને પાતાળ દીઠાં; તેથી તેઓ અચંબો પામ્યાં.

શ્રીકૃષ્ણના પર ગોવાળોની બહુ મમતા હતી; પણ તેઓ મસ્તી કરી-તેમને પજવતા. તેઓ તેમનાં ગોરસાં ભાંગી નાખતા અને દૂધ, દહિં, તથા માખણ ચોરતા. ગોવાળો જસોદાને રાવ ખાતા, પણ કૃષ્ણ માનતા

નહિ. એક દિવસ તેમણે ભારે તોફાન મચાવ્યું, તેથી જસોદાએ તેમને ઊખળે બાંધ્યા. કૃષ્ણ ખુશીથી બંધાયા અને ઊખળાને ઘસડી ઘસડી બે આમલીના ઝાડ પાસે લઈ ગયા. ત્યાં તેને એવા જોરથી અફાળ્યું કે બંને ઝાડ પડી ગયાં.

કંસે તેમને મારવાને પૂતનાને મોકલી. ગોપીને વેશે તે જસોદા પાસે ગઈ અને કૃષ્ણને ધવડાવવા તેણે ખોળામાં લીધા. કૃષ્ણ એવા જોરથી ધાવ્યા કે તેના



ડોળા ચઢી ગયા ને તરત પ્રાણ ગયા. આ પ્રમાણે જે જે રાક્ષસોને કંસે શ્રીકૃષ્ણને મારવા મોકલ્યા તે બધાને તેમણે મારી નાખ્યા.

# પાઠ ૪૦મો

## શ્રીકૃષ્ણનું બાળપણ, ભાગ ૨જો

ગોવાળીઆઓની સાથે કૃષ્ણ ગાયો ચરાવવા જતા ત્યાં વાંસળી વગાડતા, રમતા, અને સહુને મોહ પમાડતા. ગોવાળોને તેમના વગર ચહેન પડતું નહિ. તેમની વાંસળીનો મીઠો અવાજ સાંભળી સહુ ગાંડા જેવા થઈ જતા. તેઓ માખણ ચોરતા, દાણ લેવાને બહાને ગોપીઓને રસ્તામાં રોકતા, અને તેઓ નહાવા જતી ત્યારે તેમનાં કપડાં સંતાડતા. ગોપીઓને તેમની સાથે રમ્યા વગર કળ પડતી નહિ. તેઓ ગાતી કે

"હું શું જાણું જે વ્હાલે, મુજમાં શું દીઠું,
વારે વારે સામું ભાળે, મુખ લાગે મીઠું; હું શું જાણું જે૦.
હું જાઉં જળ ભરવા ત્યાં પૂઠે આવે,
વગર બોલાવ્યો વહાલો વ્હેલડું ચડાવે; હું શું જાણું જે૦."
"જુઠડાને ક્યાં ઝાલું, જુઓને સખિ, જુઠડાને ક્યાં—
ઝાલું—ટેક.
વચન મોહનનાં લાગે છે મીઠડાં, કેવું બોલે છે કાલું
કાલું, જુઓને૦"

એક દિવસે કંસે નંદને કહાવ્યું કે મને કદમનું ફૂલ મોકલો. એ ફૂલ જમનાના ઉંડાણમાં હતું. ત્યાં કાળીનાગ રહેતો હતો. આથી નંદ ને જસોદાને ફીકર થઈ

કે હવે શું કરવું ? કૃષ્ણ કહે, ગભરાશો મા. હું ફૂલ લાવું છું. એમ કહી રમવા નીકળ્યા ને રમતાં રમતાં ગોવાળોની દડી જમનામાં ફેંકી દીધી. પછી કિનારા પરના કદંબના ઝાડ પર ચઢી તેમણે નદીમાં ભુસકો માર્યો. તેઓ ઉંડાણમાં જ્યાં નાગ રહેતો હતો ત્યાં ગયા. નાગણો તેમનું રૂપ જોઈ ચકિત થઈ. તેમણે તેમને બહુ સમજાવ્યા કે હે બાળ ! તું જલદી ચાલ્યો જા. અમારા સ્વામી જાગશે તો તને મારી નાખશે. કૃષ્ણે તેમને લેખવી નહિ. તેમણે નાગને જગાડ્યો અને તેની સાથે લડી તેને હરાવ્યો. ત્યાંથી કદમનું ફૂલ લઈ તેઓ ઘેર ગયા.



ઘણા વખતથી ગોવાળીઆ ઇંદ્રને પૂજતા હતા.

કૃષ્ણે તેને બદલે તેમને ગોવર્ધન પર્વતને પૂજવા કહ્યું. ગોવાળોએ તેમ કર્યું, તેથી ઈંદ્રે ગુસ્સે થઈ મુસળધાર વરસાદ વરસાવ્યો. ગાયો પાણીમાં તણાવા લાગી અને ગોવાળો બહુ દુઃખ પામવા લાગ્યા. શ્રીકૃષ્ણે પર્વતને ટચલી આંગળી પર ઊંચો રાખી બધાનો બચાવ કર્યો.



કંસે યજ્ઞ માંડયો અને તે જોવા નંદને, કૃષ્ણને, ને તેના ભાઈ બળરામને તેડાવ્યા. તેઓ મથુરા ગયા. કંસે તેમની સાથે કુસ્તી કરવા પોતાના મલ્લોને કહ્યું. કૃષ્ણે તે બધાને હરાવ્યા. કંસે તેમને મારવા બીજા મલ્લોને કહ્યું, એટલે કૃષ્ણે કંસની ચોટલી પકડી તેને જમીન સાથે અફાળ્યો ને તેના પ્રાણ લીધા. પછી તેમણે ઉગ્રસેનને ગાદીએ બેસાડયા, નંદને પાછા વાળ્યા, ને પોતે વસુદેવ પિતાને ઘેર ગયા.

---

## પાઠ ૪૧મો

### ભરૂચ જિલ્લોઃ મુખ્ય સ્થળો

ભરૂચ શહેર નર્મદા નદીને કિનારે આવેલું છે. એ ઘણું જૂનું શહેર છે. એનું જૂનું નામ ભૃગુકચ્છ મળી આવે છે. ભૃગુકચ્છ એટલે ભૃગુ ઋષિનું રહેવાનું સ્થાન. કચ્છ એટલે આસપાસ પાણીવાળો પ્રદેશ.

ભરૂચ શહેર ઊંચી ટેકરી પર બાંધેલું છે. તે લગભગ અઢી માઇલ લાંબું ને પોણો માઇલ પહોળું છે, તેથી તે પાઘડીપના જેવું દેખાય છે. ત્યાંના લોકો તેને જીભ કહે છે. અંકલેશ્વર મૂકયા પછી આગગાડીમાંથી તેનો દેખાવ ઘણો રમણીય લાગે છે. નદીકિનારે લગભગ એક માઇલ સુધી મજબૂત કોટ આવેલો છે. ભરૂચ આગળ નર્મદાનો પટ ઘણો મોટો છે. તે લગભગ ૧ માઇલ છે.

શહેરની આસપાસ મજબૂત કોટ છે, તે સિદ્ધરાજ જયસિંહે (ઇ. સ. ૧૦૯૪–૧૧૪૩) બાંધ્યો હતો, એમ કહેવાય છે.

શહેરના રસ્તા ઘણા સાંકડા છે. તેમાં લલ્લુભાઈનો ચકલો એ પ્રસિદ્ધ સ્થળ છે. લલ્લુભાઈના મકાનની નકશી ઉત્તમ છે.

જાહેર મકાનોમાં કોટની અંદર, સરકારી કચેરીઓ, દલાલ હાઇ સ્કૂલ, લાઇબ્રરિ, ઇસ્પિતાલ, સુધરાઈખાતું, બંદીખાનું, ને વલંદાની કોઠી જોવાલાયક છે. કોટની બહાર કતપપોરની વચ્ચે બજાર ને તેની પાસે નદી-કિનારે પુરજો જોવાજેવાં છે.

નવચોકીથી દશાશ્વમેધ સુધી આખે કિનારે મંદિરો આવેલાં છે. દશાશ્વમેધનો કિનારો ઘણો પવિત્ર ગણાય છે. અહિં બળિરાજાએ યજ્ઞ કર્યા હતા. ભૃગુ ઋષિનું મંદિર પણ અહિં છે.

જૂના વખતથી ભરૂચ શહેર એક મોટું વેપારનું મથક છે. તેને ફિરંગી લોકોએ બેત્રણ વાર લૂટ્યું હતું. તેમાં વલંદા લોકો ને અંગ્રેજ લોકોની કોઠી હતી.

જુમા મસ્જિદ એક જૂનું મકાન છે. ભરૂચના નવાબોની મસ્જિદો જૂની છે.

શહેરમાં પારસીઓની મોટી વસ્તી છે. હિંદુઓમાં ભાર્ગવ બ્રાહ્મણ અને બ્રહ્મક્ષત્રીની વસ્તી ધ્યાન ખેંચે છે.

ઔરંગઝેબે એ શહેરને સુખાબાદ નામ આપ્યું હતું.

ભરૂચમાં હાથનું વણાટકામ ઘણું ચાલતું. પારસી અને મુસલમાન વણકરો સૂતરનાં ને રેશમનાં કપડાં વણતા. છીંટ છાપવાનું ને ગળીથી રંગવાનું કામ પણ થતું. આ જિલ્લો કપાસની પેદાશ માટે પ્રસિદ્ધ છે. અહિંનું કપાસ હિંદુસ્તાનમાં ઉત્તમ ગણાય છે. અહિં સૂતરના વણાટનાં કારખાનાં છે.

અંકલેશ્વર, જંબુસર, હાંસોટ, આમોદ, અને વાગરા, એ આ જિલ્લાનાં મોટાં ગામો છે. હાંસોટના ઘઉં વખણાય છે.

શુક્લતીર્થ—નર્મદા નદી ઘણી પવિત્ર મનાય છે. એને કેટલાક લોકો ગંગા કરતાં મોટી માને છે. એના કિનારા પર ઘણાં પવિત્ર ઠેકાણાં છે. એને ઉત્તર કિનારે, ભરૂચથી દસ માઇલને છેટે શુક્લતીર્થ નામનું ઘણું પવિત્ર સ્થળ છે. 'શુક્લ' એટલે ધોળું. અહિં નહાવાથી માણસનાં પાપ નાશ પામે છે, એમ મનાય છે. ચાણક્ય અને ચંદ્રગુપ્ત આ સ્થળે પાપમાંથી છૂટા થયા હતા, એમ કહે છે. અહિં દર વરસ કાર્તિકી પુનેમે મોટી જાત્રા ભરાય છે. ભરૂચ ને શુક્લતીર્થની વચ્ચે તવરાનું પવિત્ર સ્થળ છે, ત્યાં વૈશાખ અધિક માસ હોય ત્યારે જાત્રા ભરાય છે.

ભાડભૂત—નર્મદાને ઉત્તર કિનારે ભરૂચથી આઠ

માઇલ દૂર ભાડભૂતનું તીર્થ છે. ભાદરવો અધિક માસ હોય ત્યારે અહિં મેળો ભરાય છે. એવો પ્રસંગ ૧૯-૨૦ વર્ષમાં એક વાર આવે છે.

કાવી—જંબુસર તાલુકામાં કાવી નામના ગામમાં શ્રાવકોનું યાત્રાનું ઠેકાણું છે. તે મહી નદીને કિનારે છે. અહિં 'સાસુનું મંદિર' ને 'વહુનું મંદિર' એવાં બે મંદિર છે. સાસુએ એક મોટું મંદિર બંધાવ્યું ને તે પૂરૂં થયે પોતાના દીકરાની વહુની સાથે તે જોવા ગઈ. મંદિરમાં પેસતાં વહુનું માથું અથડાયું, તેથી તેણે કહ્યું, સાસુજી, આવું મંદિર કેમ બંધાવ્યું ? સાસુએ કહ્યું, તું વધારે સારૂં મંદિર બંધાવજે. વહુએ આ વાત પોતાના પિતાને કહી. તેણે ૧૧ લાખ રૂપીઆને ખરચે એક મોટું મંદિર બંધાવ્યું, તે 'વહુનું મંદિર' કહેવાય છે.

---

## પાઠ ૪૨મો

### પંચમહાલઃ મુખ્ય સ્થળો

પંચમહાલ જિલ્લાનું નામ તેમાં પાંચ મહાલ છે તે પરથી પડ્યું છે. એ પાંચ મહાલ હાલોલ, કાલોલ, ગોધરા, દોહદ, ને ઝાલોદ છે.

જિલ્લાનું મુખ્ય શહેર ગોધરા છે. એ કલેક્ટરનું સદર સ્થળ છે. એ ઘણું જૂનું શહેર છે. એમાં એક

મોટું તળાવ છે, તે પરથી એનું નામ પડયું છે. ગોધરાનું જૂનું નામ ગોદ્રહ હતું. 'ગો' એટલે ગાય અને 'દ્રહ' એટલે તળાવ.

ચાંપાનેર એ જૂના વખતમાં મોટું નગર હતું. એને ચાંપા નામના વાણીઆએ વનરાજના સમયમાં (ઇ. સ. ૭૪૬–૮૦૬) વસાવ્યું હતું. હાલોલ એનું પરૂં હતું અને તેમાં ચાંપાનેરનો એક ઉત્તમ બાગ આવેલો હતો. ચાંપાનેરની પાસે પાવાગઢનો ડુંગર આવવાથી એ સુરક્ષિત હતું. ગુજરાતના બાદશાહોએ ઘણો વખત એમાં રાજધાની કરી હતી. પાછળથી અમદાવાદમાં રાજધાની જવાથી એની પડતી આવી. હાલ ત્યાં ખંડેર છે ને નાનું ગામ છે. એ પાવાગઢની તળેટીમાં છે.

પાવાગઢને વિષે દન્તકથા એવી છે કે એ ડુંગરને ઠેકાણે જૂના વખતમાં એક ખીણ હતી ને તેની પાસે ટેકરા પર વિશ્વામિત્ર ઋષિનો આશ્રમ હતો. ઋષિની પાસે કામદુધા નામની દેવતાઈ ગાય હતી. એક દિવસ ટેકરાની ધાર પર ચરતાં ગાયનો પગ લપસ્યો, તેથી તે ખીણમાં પડી ગઈ. ઊભી ટેકરી પર ચઢવું અઘરૂં પડવાથી ગાયે તે ખીણ દૂધથી ભરી દીધી ને પછી તરીને ઘેર ગઈ. ઋષિને આની ખબર થઈ. ફરી આવો અકસ્માત્ ન થાય માટે ઋષિએ તપ આદર્યું. તેથી પ્રભુએ ખીણને ઠેકાણે ડુંગર કર્યો. ડુંગરથી ખીણનો

પોણો ભાગ ભરાઈ ગયો. પા ભાગ રહ્યો તે પાવાગઢ કહેવાયો. આ માત્ર દન્તકથા છે. જૂના લેખોમાં પાવાગઢને પાવકગઢ—અગ્નિનો ગઢ કહ્યો છે.

પાવાગઢનો ડુંગર છવીસ માઇલ ફરતો છે. ચઢાવ મેદાનથી ૨,૫૦૦ ફૂટ છે. પાવાગઢ પર જૂના કિલ્લાનાં ખંડેર છે. પ્રથમ તે પતાઈ રાવળના હાથમાં હતો. દન્તકથા એવી છે કે નવરાત્રીના દહાડામાં ગરબા ગવાતા જોવા પતાઈ રાવળ નીકળ્યો. ગરબામાં કાલિકા માતા હતાં, તેના પર રાવળની નઠારી દાનત થવાથી માતાજીએ તેને શાપ દીધો કે તારૂં રાજ્ય નાશ પામશે. પછી મુસલમાનોએ ઘેરો ઘાલ્યો. તેની સામા પતાઈ રાવળે બાર વર્ષ બચાવ કર્યો. આખરે પતાઈનો નાશ થયો ને ગઢ મુસલમાનોના હાથમાં ગયો.

પાવાગઢ પર ઘણા દરવાજા ને મહેલનાં ખંડેર છે. ડુંગર પર ચઢતાં માચીનો મુકામ આવે છે. આગળ મકાઈ કોઠારનો દરવાજો આવે છે. ત્યાંથી પાએક માઇલ ચઢાવ ઘણો ઊભો છે. પછી પાટીઆપોળનો દરવાજો આવે છે. પછી સૂરજ દરવાજો ને નગારખાનાનો દરવાજો આવે છે. છેવટે, ટોચ પર કાલિકા માતાના મંદિરમાં જવાય છે.

માચી આગળ એક તળાવ છે, તેમજ ઉપર દૂધીઉં તળાવ છે.

દહેરામાં ત્રણ મૂર્તિ છેઃ વચલી કાળિકા માતાની ને આસપાસની બે બહુચરાજીની ને મહાકાલીની છે. ટોચ પર એક મુસલમાની પીરનું સ્થાન છે. ચૈત્રી પુનેમે ને દશેરા પર માતાની મોટી યાત્રા ભરાય છે.

ડુંગરની પશ્ચિમ બાજુએ સાત મોટા ઘુમટો છે, તેને નવ લાખ કોઠાર કહે છે. ઉત્તર તરફ તળાવ ને કુંડનાં ખંડેર છે ને પૂર્વ તરફ નાનાં, પણ ઉત્તમ કોતરણીવાળાં જૈન મંદિરો છે.

દોહદ ગામ ગુજરાત ને માળવા બંનેની સરહદ પર આવેલું છે. એથીજ તે દોહદ કહેવાય છે. આ ગામ ઘણું જૂનું છે. અહિ દધીચિ ઋષિનો આશ્રમ હતો એમ કહેવાય છે. આ જૂના શહેરનાં ખંડેર છે. નવા શહેરને ચાર દરવાજા છે. ઔરંગઝેબ બાદશાહનો જન્મ દોહદમાં થયો હતો. તેના માનની ખાતર શાહજહાને એક મોટી ધર્મશાળા બાંધી હતી.

દોહદથી પાંચેક માઇલ દૂર એક મોટો કુંડ છે, તેનું નામ ભીમકુંડ છે. તેમાં હોળી પહેલાં ઘણા ભીલો એકઠા થાય છે. એ કુંડને તેઓ પવિત્ર માને છે.

હાલોલમાં કરાડ નદીમાં ચક્કીનો આરો છે, તે જિલ્લામાં જોવા લાયક જગા છે. નદીની વચ્ચે પુષ્કળ ઊંડા પાણીમાં એક ખડક છે, ત્યાં એક કુંડ બાંધ્યો

છે, તે પવિત્ર મનાય છે. ત્યાં કાશીના રાજાએ યજ્ઞ કર્યો હતો ને પાપને લીધે તેની હાથેલીમાં વાળ ઊગ્યા હતા ને તેને પીડતા હતા, તે પાપમાંથી તે મુક્ત થયો હતો. જેમ ચક્કીમાં દાણો દળાઈ લોટ થાય છે, તેમ ચક્કીને આરે નહાવાથી બધાં પાપ નાશ પામે છે, એમ મનાય છે.

---

# પાઠ ૪૩મો

## સત્ય

### દોહરો

સત્ય સર્વદા બોલવૂં, જૂઠે રૂઠે ઈશ;
સત્ય તો વ્હેવાર છે, સત્ય કદિ ન છાંડીશ. ૧

જૂઠી સાક્ષી જે પુરે, જૂઠું બોલે જેહ;
જૂઠી વાત ચલાવતો, પાપી હીણો તેહ. ૨

જૂઠાં વચનો ઉપરે, રાખ નહીં વિશ્વાસ;
કરીશ કામ તારૂં કહી, કરતો નહિ નિરાસ. ૩

લવે કંઇ ને કંઇ કરે, તે જો બોલે સાચ;
લોક ન માને તેહને, તે તો નરસો કાચ. ૪

કરે ઘાત વિશ્વાસનો, કરે વચનનો ભંગ;
પાપી તે સમ નંહિં બીજો, બગડયો જ્યાં મનરંગ. ૫.

નર્મદ

---

# પાઠ ૪૪મો

## સલામ

સલામ સૌને હાલ, સાહેબો, સલામ સૌને હાલ—ટેક
નિશાળની છે રીતી સારી, ભણિયે આણી વ્હાલ—સાહેબો૦.૧
ગીત ગમતમાં નીતિ શીખતાં, સુધરે નરસી ચાલ—સાહેબો૦.૨
મેહેર ખુદાની હશે વળી તો, મળશૂં બીજે સાલ—સાહેબો૦.૩

નર્મદ

# સમજુતી

**પાઠ ૧લો**—કાબેલ=હોશિયાર. કલાભવન–કલા=હુન્નર; ભવન હુન્નરનું જ્યાં જ્ઞાન અપાય છે એવી શાળા. બાહોશી=હોશિયારી, ચાર ને હિંમત. વફાદાર=રાજ્ય તરફ પ્રેમ બતાવનાર.

**પાઠ ૨જો**—વધુ=વધારે.

**પાઠ ૩જો**—ત્રાસી ગયાં=બીધાં. મલકાતું=ખુશ થતું. અડદાળો છે=બહુ દુઃખ દે છે; બહુ ભારે કામ કરાવે છે. સ્થિતિ=હાલત.

**પાઠ ૪થો**—પલોટવું=કેળવી ગાડીમાં જોડાય એવું કરવું. પાણીદાર તેજી; વેગે ચાલી શકે એવો. વફાદાર=ધણીની સેવા બજાવનાર; નિમકહલ

**પાઠ ૫મો**—આતસકેરી=આતસની ( દેવતાની ). બાજી ( આતસ=આતસબાજી. કાંચન ઝાડ=સોનાનું ઝાડ. નભેથી=આકાશથી. વ આકાશના ચોપડા. અનકૂટ=ઘણાં અનાજનો ઢગલો.

**પાઠ ૬ઠ્ઠો**—એદી=ઘણો આળસુ; પડ્યો રહે એવો.

**પાઠ ૭મો**—સુખાકારી=સુખ આપે એવું.

**પાઠ ૮મો**—ખિસિયાણો પડ્યો=શરમાઈ ગયો.

**પાઠ ૧૦મો**—દશા=હાલ; હાલત. શોરબકોર=મોટો અવાજ.

**પાઠ ૧૧મો**—કાલા=કાલું કાલું–મીઠું ને બરાબર ન સમજાય એ બોલનાર. દેહડી=નાજુક શરીર. ગુપ્ત રાખું=સંતાડું. બીજું અવર=બ કોઈ ( અવર=બીજું ). મેં તો=મારાથી તો. વનકુળ=ઝાડની છ બનાવેલાં લુગડાં. તજી=છોડી દઈ વસ્ત્ર આભૂષણ સાર=ઉત્તમ લુગ ઘરેણાં; સાર=ઉત્તમ. સુખદાતા=સુખની આપનારી; સુખ દેનારી; અવધ=

**પાઠ ૧૨મો**—જથાબંધ=ભેગાં થઈ, એકઠાં. વનસ્પતિ=ઝાડપાન.

**પાઠ ૧૩મો**—ઢંઢેરો=જાહેરનામું. પુરોહિત=ગોર. ઉત્કંઠા=ઘણી

**પાઠ ૧૪મો**—જક્કી=હઠીલું. રસ્તો માપવો=રસ્તો કાઢવો.

**પાઠ ૧૫મો**—કટ્ટો=કોઈ દહાડો દુશ્મનાઈ છોડે નહિ એવો; ખા શીશ=માથું. રઢ=જીદ; હઠ.

**પાઠ ૧૬મો**—તાતતણું=બાપનું. રંગીલા=આનંદી. અણજાણ નીર નહિ જાણીતું પાણી. સંવાદ=બે જણ વચ્ચેની વાતચીત; વાદવિવાદ. રેણ રાત. રળીઆત=આનંદી. પાવક=દેવતા; અગ્નિ. વાટ=રસ્તો. ખાંતે=ખંતથી મોટ=મોટાઈ. પંડે=જાતે. પાવન=પવિત્ર. નિર્મળ=ચોક્ખું. તરણુ=તરણ

ત°=કેમકે સાપ વગેરે માંહે ભરાઈ રહ્યું હોય તે કરડે.

ઠ ૧૮મો—મહાપ્રતાપી=ઘણી શક્તિવાળો. ઉદાર=મોટા મનનો. ઇનસાફી. બલાત્કાર=જુલમ. અન્યાય=ગેર ઇનસાફ.

ાઠ ૧૯મો—ખાધેપીધે સુખી=સાધારણ સારી સ્થિતિમાં.

ાઠ ૨૦મો—ભાખા=ભાષા; બોલી. સંગ=સંગત; સોબત. કોક દન=પણ દહાડો.

ાઠ ૨૧મો—ફંદ=લુચ્ચાઈ. ફોલી ખાશે=સમજાવી, પટાવી, પૈસો લઈ લેશે.

ાઠ ૨૨મો—વનદેવી=વનની દેવી. ન્યાયાધીશ=ઇનસાફ કરનાર અમલદાર.

ાઠ ૨૩મો—અંગરક્ષક=શરીરનો બચાવ કરનાર. બિરાજે છે=શોભે ાડી=હોદ્દો. રેસિડંટ=દેશી રાજ્યમાં રહેનાર અંગ્રેજ સરકારનો એલચી.

ાઠ ૨૪મો—ધણિનું=ભગવાનનું; પ્રભુનું. મિથ્યા=ફોકટ. ધાય=દોડે. જગતને સર્જનાર; ઈશ્વર. કરુણા=દયા. ધરી°=સહુ વિચાર કર્યા કરે, શ્વિરનુંજ ધાર્યું થાય. અન્તર=મન. અલ્પબળ=થોડા જોરવાળું.

ાઠ ૨૫મો—દમામ=રોફ. અક્કડ=અભિમાનનો ભરેલો. સફાઇથી= ા રીતે, ખંચાયા વગર; કોણ પૂછે છે તેનો વિચાર કર્યા વગર. પોતે. ઉદ્ધત=ઉછાંછળો.

ાઠ ૨૬મો—અમારા જીવ=અમને જીવ જેવા વહાલા. કલ્પાંત કર્યું=રડ્યાં. રી=બહુ વેદના પામીને. કકળતાં=બહુ દુઃખી; દુઃખથી રોતાં. પૂણ્યો=ફૂટ્યો.

ઠ ૨૮મો—આબાદ=ખરો; અંતરનો; જબરો.

ઠ ૨૯મો—માનવદેહ=માણસનો અવતાર. પ્રતાપી=શક્તિવાળો. સારી આબરૂ. સદૈવ=હમેશજ. અખંડ=નઠારા કામથી ખંડિત ન એબ વગરનું. જગતપતિ=જગતનો ધણી; ઈશ્વર. લોક=દુનિયા. નિર્ભયનો ડંકો થશે; તમને કોઈ પણ જાતની બીક નથી એમ થશે. મહીપતિ=રાજા. ખપી ગયા=નાશ પામ્યા. ભૂ=પૃથ્વી. ખલી=પોતાનું કામ કરી. ઘાટે=આકારે. અખડ=પૂરૂં.

પાઠ ૩૦મો—હજ્જ=જાત્રા. ખુદા=પોતે, પરમેશ્વર. પુણ્યશાલી=સારાં નાં કામ કરનાર. હઝરત=નામદાર. પાક=પવિત્ર. ગુંજાશ=શક્તિ. ારકબાદી આપે છે=એકબીજાનું ભલું ઇચ્છે છે.

પાઠ ૩૧મો—ચાસ=હળથી પાડેલા આંકા. ઓરણી કરે છે=ઓરે

છે; વાવે છે. કણુસલાં=ડુંડાં; જેમાં અનાજના દાણા થાય એવો છે

પાઠ ૩૩મો—સાલે=થાય. સાલ=દુઃખ. રજની=રાત. ઓસ ઓસડ કરવાથી.

પાઠ ૩૪મો—ખિજમત°=કહે તેવી સેવા કરવા. વૈ મોજશોખ. નીરોગી=રોગ વગરનું. રુચતું=ગમતું. હજમ કરવા લહેજત પડે=સ્વાદ લાગે. રુચિ=ભૂખ.

પાઠ ૩૫મો—ઉત્સવ=ઓચ્છવ. પંથ=ધર્મના પક્ષ. અહુરમઝદઃ એમને ઇશ્વર માને છે. અગાધ=મપાય નહિ એટલી બધી. વાએ.

પાઠ ૩૬મો—પ્રાણિમાત્ર=બધાં પ્રાણી.

પાઠ ૩૭મો—ભુખાળ=ભૂખ ભૂખ્યો થએલો. ક્રૂરતા=નિર્દ છે=લે છે. ક્રૂરતા°=નિર્દય-ઘાતકી બને છે. સર્પ=સાપ. કૂપ-કુવો

પાઠ ૩૮મો—વણ સમજ્યો=સમજ્યા વગર. વ્યર્થ=ફોગટ દત્તક=ઇશ્વરે આપેલા. સાધે જોગ=શ્વાસ રૂંધી મનને એકલા પરોવવું એતું નામ યોગ. એવો યોગ કરવો. વાધે=વધે. દ નટ=નાચનાર; દોરડા પર કસરત કરનાર મદારી. ધામ=ઠેકા કોટિક વાર=કરોડ વખત. દાખે=બતાવે; કહે.

પાઠ ૩૯મો—ગોરસાં=દહિનાં માટલાં. રાવ=ફરિયાદ. ઊખ સાંખેલું.

પાઠ ૪૦મો—મોહ પમાડતા=મન હરી લેતા. કળ પડે ન પડે નહિ. ચકિત થઈ=અચંબો પામી. ભાળે=જુએ.

પાઠ ૪૧મો—બુરજો=જળમાર્ગે આવેલી ચીજો પર દ ઠેકાણું. પ્રસિદ્ધ=જાણીતું.

પાઠ ૪૨મો—સદર=મુખ્ય. સુરક્ષિત=સારી રીતે બ આદર્યું=કર્યું.

પાઠ ૪૩મો—રૂઠે=ગુસ્સે થાય. ઈશ=ઇશ્વર; પ્રભુ. સાચાથી દુનિયાનાં કામકાજ ચાલે છે. હીણો=દુષ્ટ; ન લવે=બકે. નરસો=નઠારો. ઘાત=નાશ; ભંગ. સમ=સરખ ચોકખું સ્વરૂપ.